નવ નયો છે.

પૃષ્ઠ ૭૮.

દ્રવ્યાર્થતાએઃ પર્યાયાર્થતાએઃ દ્રવ્યાર્થતા પ્રદેશાર્થતાએઃ

પૃષ્ઠ ૭૯.

જેમાં ઉપચાર વધારે પ્રમાણમાં હોય, જેના વિષયો ઘણા જ બહોળા પ્રમાણમાં છે, લગભગ લૌકિક જેવો છે, તે વ્યવહાર નય.

" પોતાને અને બીજાના વિષે ઉપયોગાત્મક જ્ઞાન તે પ્રમાણ."

પૃષ્ઠ ૮૦.

તત્ત્વાર્થને ગ્રહણ કરનારો નિશ્ચય નય છે. અને લોક સમ્મત અર્થને ગ્રહણ કરનારો વ્યવહાર નય છે.

પૃષ્ઠ ૮૧.

સમાધિ=પુત્રઃ, ધૈર્ય=વજ્રઃ, સમતા=ઈંદ્રાણીઃ, જ્ઞાન=મહાવિમાનઃ, આ બધો મુનિનો ઇંદ્ર વૈભવ છે. શ્રી પુંડરીકાધ્યયનનો અર્થ પણ આ પ્રમાણે સમજવો.

આત્મા નથી.

આત્મા સામાયિક છે. આત્મા સામાયિકનો અર્થ છે.

અનેક દ્રવ્યો છે. અનેક જીવો છે.

નિશ્ચયનયથી પાંચ વર્ણનો ભમરો છે, વ્યવહાર નયે કાળા રંગનો છે.

આયુ એટલે ઘી.

પર્વત બળે છે. કુંડું ઝવે છે.

પૃષ્ઠ ૮૩.

ઉત્પન્ન થાય, વ્યય પામેઃ અને ધ્રુવ રહે.

દીવાથી માંડીને આકાશ સુધી સરખા સ્વભાવવાળી વસ્તુ સ્યાદ્વાદ સિદ્ધાંતને ક્ષતિ કરતી નથી. તેમાંની " કોઇ નિત્યજ છે, અને કોઇ અનિત્ય જ છેઃ " આ પ્રલાપો તમારી આજ્ઞાના વિરોધિઓના છે.

પૃષ્ઠ ૮૫.

સત્તાનો નાશ ન થયોઃ તે નિત્ય.

પૃષ્ઠ ૮૬.

કથંચિત્ ઉત્પન્ન થાય છે, કથંચિત્ નાશ પામે છે. અને કથંચિત્ ધ્રુવ રહે છે.

" उपन्ने इ वा " એ ઠેકાણે વા શબ્દ વ્યવસ્થાવાચી છે, અને તે સ્યાદ્ શબ્દના પર્યાય તરીકે સમજવાનો છે. માટે જ કાળો સર્પ.

પૃષ્ઠ ૮૮.

અને એક બુદ્ધિમાં શું વિચિત્રતા હોય કે ન હોય ! જો એ અનંતેજ પદાર્થોને ગમે છે તો અમે કોણ માત્ર ?

પૃષ્ઠ ૮૯.

જેમાં કલ્પનાનું ગૌરવ હોય, તે પક્ષને અમે સહન કરતા નથી, અને કલ્પનાની લઘુતા જ્યાં હોય, તે પક્ષ અમે સહન કરીએ છીએ.

પૃષ્ઠ ૯૦.

દૂધ પીવાનું વ્રત લીધું હોય, તે દહીં ખાતો નથી અને દહીં ખાવાનું વ્રત લીધું હોય, તે દૂધ પીતો નથી. ગોરસ ન ખાવું એવું વ્રત લેનારો બેમાંથી એકેય વસ્તુ ખાતો નથી. માટે દરેક વસ્તુ ત્રયરૂપ છે. ઉત્પાદ; વ્યય ધ્રૌવ્ય યુક્તસત્ છે.

પૃષ્ઠ ૯૧.

ઘડો ઉત્પન્ન થયો. નાશ પામ્યો. એ પ્રમાણે સર્વ પ્રયોગો થાય છે.

હમણાં ઘડો ઉત્પન્ન થયો. હમણાં નાશ પામ્યો.

હમણાં ઉત્પન્ન થયો.

પૃષ્ઠ ૯૨.

કરાતું હોય તેને કર્યું કહેવાય છે.

ઉત્પન્ન થતું હોય, તે ઉત્પન્ન થયેલું છે.

ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયું, ઉત્પન્ન થશે. નાશ પામે છે, નાશ પામ્યું, નાશ પામશે.

ઉત્પન્ન થાય છે. નાશ પામે છે.

ઉત્પન્ન થયું. નાશ પામ્યું.

ઉત્પન્ન થશે. નાશ પામશે.

પૃષ્ઠ ૯૩.

નાશ પામે છે, નાશ પામ્યું, ઉત્પન્ન થયું, ઉત્પન્ન થતું, તે ઉત્પન્ન થયું. અને નાશ પામતું, તે નાશ પામ્યું. હમણાં ઘડો નાશ પામ્યો.

ઉત્પન્ન થતા કાળને ઉત્પન્ન થયો, અને નાશ પામતાને નાશ પામ્યો.

દ્રવ્યનું પ્રતિપાદન કરતો ત્રણુ કાળ વિષયક વિશેષાવશ્યક છે.

અનુત્પન્નત્વ એટલે—

પોતાના અધિકરણના ક્ષણત્વના વ્યાપક સ્વાધિકરણ ક્ષણના ધ્વંસની અધિકરણતા જેમાં હોય, તે.

પૃષ્ઠ ૯૪.

સંઘયણ વિગેરે ભવસ્થ કેવળજ્ઞાનીના જે વિશેષ પર્યાયો છે, તે મોક્ષ પામવાને સમયે નથી હોતા. તેથી વ્યય નક્કી થાય છે અને સિદ્ધપણું પણ એ અર્થ પર્યાય ઉત્પન્ન થાય છે. અને કેવળભાવને આશ્રયીને સૂત્રમાં કેવળ બતાવેલું છે.

કેવળજ્ઞાન બે પ્રકારે કહેલા છે.

૧ ભવસ્થ કેવળજ્ઞાન. ૨ સિદ્ધકેવળજ્ઞાન.

પૃષ્ઠ ૯૭

એક સમયમાં એક દ્રવ્યના ઘણા ઉત્પાદો થાય છે, અને ઉત્પાદ જેટ'લાજ નાશો થાય છે. અને ઉત્સર્ગથી સ્થિતિપણુ ચોકકસ હોયજ છે.

ઉત્પાદ બે પ્રકારે છે. પ્રયોગજ અને વિસ્રસાજ. તેમાં પ્રયોગજ સમુદયવાદ અને તે અપારશુદ્ધ છે.

પૃષ્ઠ ૯૮.

સ્વાભાવિક પણ સમુદયકૃત અને ઐકત્વિક એ બે પ્રકારે છે. કેટલાક–

બીજા દ્રવ્યના સંયોગે કરી નવા દ્રવ્યનો ઉત્પાદક કહે છે, એવી રીતે વિભાગથી દ્રવ્યનો ઉત્પાદ નથી માનતા. તે ઉત્પાદ અર્થમાં અકુશળ છે.

એક અણુ અને દ્વયણુકવડે કરીને જે ત્રીજું દ્રવ્ય બને, તે ત્ર્યણુક નામનું દ્રવ્ય કહેવાય, એજ પ્રકારે ત્ર્યણુકમાંથી કોઇ પણ અણું જુદો પડે, તો એક " અણુ " નામનું દ્રવ્ય ગણાય અને એક દ્વયણુક નામનું દ્રવ્ય ગણાય, એ સહજ છે.

પૃષ્ઠ ૯૯

( ઐકત્વિક ). આકાશાદિક ત્રણને ઉત્પાદાદિ બીજા દ્રવ્ય નિમિત્તક નિયમે અથવા અનિયમે હોય છે.

પૃષ્ઠ ૧૦૦.

પરિણામ એટલે સર્વથા એક સ્વરૂપે રહેવાનું નહીં, તેમજ સર્વથા નાશ પામવાનું પણ નહીં. પરંતુ રૂપાન્ત પામવું, એ પ્રકારે પરિણામનો અર્થ તેના વાદીઓને માન્ય છે.

સત્પર્યાયનો નાશ અને અસત્ પર્યાયની ઉત્પત્તિઃ આ રીતે પર્યાય નયની અપેક્ષાએ દ્રવ્યનો પરિણામ કહેલો છે.

પૃષ્ઠ ૧૦૧.

વ્યયને માટે પણ એજ વિધિ છે કે–

સમુદયજનિતમાં તે બે પ્રકારે છે. સમુદય વિભાગ માત્ર અને અર્થાન્તર ભાવગમન.

પૃષ્ઠ ૧૦૪.

એ હોય ત્યારે દાનાદિક ક્રિયાઓ સફળ થાય છે. અને જેથી એ દાનાદિક ક્રિયાઓ પણ મોક્ષ ફળ આપનારી થાય છે, અને શ્રેષ્ઠ થાય છે. સુંદર બુદ્ધિથી બહુ કર્યા છતાં પણ સુંદર ન હોઈ શકે. અસ્તિ એટલે પ્રદેશો, તે વડે કરીને બોલાવાય, તે–વ્યુત્પત્તિથી–કાય.

પૃષ્ઠ ૧૦૯.

ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણ એક એક છે. અને ત્યારપછીના ત્રણેય અનન્ત અનન્ત છે. કાળ વિનાના પાંચ અસ્તિકાય છે. અને જીવ વિનાના બાકીના અકર્તા છે.

"વ્યાકુળપણાને અંગે ચેષ્ટાની હેતુભૂત ઇચ્છા ન હોવાથી સ્થલ ઉપર માછલાની ગતિ થતો નથી. પણ પાણી નથી માટે નથી થતી એમ ન સમજવું. માટે ગતિમાં અપેક્ષા કારણની જરૂર પડે છે. એમ કહેવામાં કોઇપણ પ્રમાણ નથી." એવી શંકાના ઉત્તરમાં કહી શકાશે કે–અન્વય અને વ્યતિરેકથી લોકપ્રસિદ્ધ વ્યવહારથીજ માછલાની ગતિમાં જળની હેતુતા સિદ્ધછે, જો એમ ન હોય, તો અંત્યકારણની હાજરીમાં બીજા બધા કારણો અન્યથા સિદ્ધ કરી ચૂકવાનો પ્રસંગ આવી જશે. ઇત્યાદિ દિશા માત્ર વિચારણા બતાવી છે.

પૃષ્ઠ ૧૦૬.

અધર્માસ્તિકાય સ્થાન લક્ષણ છે.

પૃષ્ઠ ૧૦૭.

ધર્માસ્તિકાય વિશિષ્ટ આકાશ, તેજ લોકાકાશ. તેજ ગતિનો હેતુ હોવાથી ઘટ વિગેરેમાં પણ દંડ યુકત આકાશત્વે હેતુતા થશે. એ વાતમાં કાંઇ સાર નથી.

પૃષ્ઠ ૧૦૮.

અહીં પક્ષી છે. અહીં પક્ષી નથી.

તે તે સ્થળના ઉંચા ભાગ સહિત મૂર્તના અભાવ વિગેરેથી, તે વ્યવહાર ઘટી શકશે.

એમ વર્ધમાને કહ્યું છે. તે નિર્દોષ નથી. કેમકે—

તે અભાવાદિકમાં નિષ્ઠ થવાથી અનુભવાતા દ્રવ્યના આધાર અંશનો અપલાપ કરવાનો પ્રસંગ આવી પડશે.

તેટલાથી અપ્રતિસંધાન છતાં પણ લોક વ્યવહારથી આકાશના દેશ ભાગને લક્ષ્યમાં લઇને ઉક્ત વ્યવહાર થઇ શકે છે, માટે પણ વર્ધમનોક્ત નિર્દોષ નથી.

આકાશ બે પ્રકારે કહેલ છે. લોકાકાશ અને અલોકાકાશ.

પૃષ્ઠ ૧૧૦.

ધર્મ અધર્મ આકાશ એ દ્રવ્ય એક એક કહ્યું છે. કાળ; પુદ્ગલ અને જંતુઓ અનંત દ્રવ્યો છે. એજ વાતને અનુસરીને બીજે પણ કહ્યું છે કે—

ધર્મ, અધર્મ, આકાશ એકેક છે, અને ત્યારપછીના ત્રણ અનંત છે. જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે કે–

"ભગવન્! આ કાળ તે શું કહેવાય છે?"
"ગૌતમ! જીવોજ અને અજીવોજ"

પૃષ્ઠ ૧૧૧.

"ભગવન્! કેટલા દ્રવ્યો કહ્યા છે?"

"ગૌતમ! ૭ દ્રવ્યો કહ્યા છે ધર્માસ્તિકાયથી માંડીને અદ્ધાસમય સુધી

પૃષ્ઠ ૧૧૨.

તે ગાથા આ પ્રમાણે છે–

દ્રવ્યનો વર્તનાદિરૂપ જે પર્યાય, તે કાલ

અથવા જે કાળનો હેમંતાદિ ધર્મ લોકમાં પ્રસિદ્ધ છે, તે કાળ સંબધી ધર્મ, તે કાળધર્મ.

આકાશ અવગહના માટે છે, અને તેથી જુદી નહીં એવી દિશાની દ્રવ્ય તરીકે ગણના નકામી છે. એ પ્રકારે અનુચ્છેદથી તે બે પણ છે. તે બે શિવાયનું બીજું કહેવામાં આવેલ છે (?)

તેથી કાલ'શ્ચેત્યેક એ સૂત્ર દ્રવ્યાર્થિક નયની અપેક્ષાને ગૌણ રાખીને મૂકવામાં આવેલું છે. એમ સૂક્ષ્મબુદ્ધિથી વિચારવું.

પૃષ્ઠ ૧૧૩.

**દ્રવ્ય સંગ્રહમાં**

રત્નોના ઢગલાની માફક અસંખ્ય કાળાણુ દ્રવ્યો છે.

તે પાઠ આ પ્રમાણે છે–

લોકાકાશના પ્રદેશોમાં પદાર્થોના પરિવર્તન માટે મુખ્ય જુદા જુદા જે કાલાણુઓ છે, તે કાળ કહેવાય છે.

પૃષ્ઠ ૧૧૫.

છ જ દ્રવ્યો છે.

પૃષ્ઠ ૧૧૬.

"કાળ મુખ્ય છે" એટલે કે-એનોઃ–અનાદિકાળથી અપ્રદેશત્વ વ્યવહારનો નિયામક ઉપચારનો વિષય છે.

આથીજ–જેઓ "મનુષ્ય ક્ષેત્રમાં જ કાળ દ્રવ્ય છે." એમ કહે છે, તેઓને પણ–મનુષ્ય ક્ષેત્ર યુકત આકાશાદિમાં કાળ દ્રવ્યોનો જ ઉપચાર કરીને જ કામ લેવું પડશે. બીજો આધાર નથી, "

આ ચર્ચા પણ દિશામાત્ર જ અહીં કરી છે.

રસ–રૂપ–ગંધ રહિતઃ અવ્યક્તઃ ચેતના ગુણવાળો; શબ્દરહિતઃ અનુમાનથી જાણી શકાય તેવોઃ અને અચોક્કસ આકારવાળો જીવને સમજવો.

પૃષ્ઠ ૧૧૮.

સાથે ઉત્પન્ન થયેલા ધર્મોઃ તે ગુણો.

અને અનુક્રમે ઉત્પન્ન થયેલા ધર્મોઃ તે પર્યાયો.

"દ્રવ્યપણું જો ગુણ થાય, તો રૂપાદિની માફક તેમાં વધારો ઘટાડો થવો જોઈએ." એ પ્રશ્ન નકામો છે. બીજાના મતે પણ–એકત્વાદિ સં-

ખ્યામા વ્યભિચાર જોવામા આવે છે અને તેવા પ્રકારની વ્યાપ્તિ પણ હોતી નથી માટે એ પ્રશ્નનો જવાબ મની જાય છે

જીનેશ્વર ભગવતોએ કહેલુ સૂક્ષ્મ તત્ત્વ દલીલોથી ખોટુ પાડી શકાતુ નથી ને તે આજ્ઞાસિદ્ધ પણે પણ માની લેવુ કેમકે-જીનેશ્વર પરમાત્માઓ જુઠુ બોલનારા હોતા નથી અગુરુ લઘુ પર્યાયો સૂક્ષ્મ છે' અને તે શબ્દોથી કહી શકાય તેવા નથી "

પૃષ્ઠ ૧૧૯

હુ સુખ દુ ખાદિ જાણુ છુ "

" અચેતનત્વ અને અમૂર્તત્વ ચેતનત્વ અને મૂર્તત્વ ના અભાવ રૂપ હોવાથી તે ગુણ તરીકે ગણી શકાશે નહીં "

એવી શકા ન કરવી, કેમકે—

અચેતન અને અમૂર્ત દ્રવ્યમાં રહેતા કાર્યના ઉત્પાદક હોવાથી, તથા વ્યવહાર વિશેષના નિયામક હોવાથી, તે બન્નેયને જુદા ગુણો માનવામાં હરકત નથી.

વળી નઞ્ એટલે તે બે શબ્દોમા રહેલા અ નો પર્યુદાસ અર્થ સમજવો

વળી નૈયાયિકોને જેમ–અનુષ્ણાશીતસ્પર્શ કહવો પડયો છે ત્યા નઞ્ નો અભાવ અર્થ કરવામા વ્યભિચાર દોષ છે

બીજા મતવાળા પણ અ નો અર્થ અભાવ જ કરવો એમ ચોક્કસ કહેતા જ નથી જેમકે —

' કોઈ અપેક્ષાએ અભાવ એટલે "બીજી વસ્તુ" પણ થાય છે "

એ પ્રમાણે નયવાદનો આશ્રય લેવાથી અને નિર્દોષતા હોવાથી એ બન્નેયને ગુણ માનવામા વાધો નથી

પૃષ્ઠ ૧૨૧

પર અને અપર સામાન્યની માફક સામાન્ય અને વિશેષ ગુણ ણ એઓને છે

આઠ સિદ્ધના ગુણો, એકરીરસિદ્ધોના ગુણો એક ગુણો કાળા વિગેરે અનત પુદ્ગલો છે

પૃષ્ઠ ૧૨૨

તેથી—

ધર્માસ્તિકાય વિગેરેના—

ગતિહેતુતા સ્થિતિહેતુતા અવગાહના હેતુતા વર્તના હેતુતા ઉપયોગ અને ગ્રહણ નામના ૭ જ, અને અસ્તિત્વ વિગેરે સામાન્ય ગુણો વિવક્ષા ને અનુસરીને અપરિમીત છે, " એજ ન્યાયસર છે

૭ લક્ષણવાળા પદાર્થોના લક્ષણો પણ ૭ જ હોય, એ સ્વાભાવિક છે, એ વાત કોણ ન કબુલ કરે !

જ્ઞાનઃ દર્શનઃ ચારિત્રઃ તપઃ વીર્યઃ અને ઉપયોગઃ એ જીવનું લક્ષણ છે.

શબ્દઃ અંધકારઃ ઉદ્યોતઃ પ્રભાઃ છાયાઃ આતપઃ

તથા વર્ણઃ ગંધઃ રસઃ સ્પર્શઃ એ પુદ્ગલોનું લક્ષણ છે. ૨

એ જે લક્ષણો બનાવેલા છે, તે તો સ્વભાવ લક્ષણ અને વિભાવ લક્ષણનું પરસ્પર આંતરીયકત્વ સમજાવવા માટે બતાવેલા છે.

એ વિદ્વાનોએ ખાસ વિચારવું.

પૃષ્ઠ ૧૨૪.

વ્યંજકની અપેક્ષા રાખનારા પરાપેક્ષી ગુણો છે, પણ તે નથી એમ નથી. શરાવ અને કપૂરના ગંધમાં આ જાતની વિચિત્રતા દેખાય છે જ.

પૃષ્ઠ ૧૨૫

તદ્ભાવાવ્યયં નિત્યમ્ એ સૂત્ર છે.

પ્રધ્વંસાભાવનુ પ્રતિયોગીપણું, તે નિત્યપણું : એ નિત્યત્વનું લક્ષણ પણ આમાંજ સમાય છે. તેના લક્ષણની વ્યવસ્થા પણ કોઇ એક સ્વરૂપથીજ માત્ર કરવામાં આવેલી છે, માટે.

ઘડા રૂપે માટી નાશ પામી એવી પ્રતીતિ થાય છે, માટે.

પૃષ્ઠ ૧૨૮

આ દ્રવ્ય, આ ગુણ, આ પર્યાય.

અહીં પ્રવચન-સારની ગાથા—

પ્રવિભક્ત પ્રદેશત્વ તે પૃથક્ત્વઃ એવું શ્રી વીર પરમાત્માનું ફરમાન છે. અને—

અન્યત્વ એટલે સંજ્ઞાઃ સંખ્યાઃ લક્ષણઃ પ્રયોજન વિગેરે ભેદરૂપ અ-તદ્ભાવઃ, તદ્ભાવ પણે ન થતું એક કેમ હોઇ શકે ? ૨-૧૪.

[અર્થાત્ દ્રવ્યોમાં પ્રવિભક્ત પ્રદેશત્વ હોવાથી પૃથક્ત્વ છે. પરંતુ એક દ્રવ્યગત ધર્મોમાં ગુણઃ પર્યાયઃ લક્ષણઃ સંજ્ઞા વિગેરેમાં પરસ્પર ભેદ છે. માટે એક દ્રવ્યની અપેક્ષાએ ભેદ છતાં દરેક ધર્મો પરસ્પર ભિન્ન ભિન્ન છે. તેને અન્યત્વ સંજ્ઞા શાસ્ત્રમાં આપેલી છે. તે પરસ્પર એક રૂપ થઇ જતા નથી.]

પૃષ્ઠ ૧૨૯.

અન્યોન્ય પ્રવેશ કરે છે. એક બીજાને અવકાશ આપે છે. હંમેશાં સાથે મળેલા રહે છે, છતાં (દ્રવ્યો) પોત પોતાનો સ્વભાવ છોડતાં જ નથી.

પૃષ્ઠ ૧૩૦.

આત્માદિક દ્રવ્યોમાં—

પોતાનામાં રહેલા અનન્ત કાર્ય ઉત્પન્ન કરવાની જે શક્તિ, તે **ભવ્યતા.**

અને તે તે સહકારિ સંજોગોને લીધે તે તે કાર્યપણે પરિણત થવાની શક્તિ તે, **તથાભવ્યતા.**

**તથાભવ્યતાને** લીધે જ અતિ પ્રસંગ દોષ લાગી શકતો નથી " એમ **શ્રી હરિભદ્રસૂરિ મહારાજ** કહે છે.

**પૃષ્ઠ ૧૩૧.**

તેલથી ખરડાયેલા શરીરના અવયવોને જેમ રજ લાગે છે, તેમ રાગ-દ્વેષથી ખરડાયેલા આત્માને કર્મબન્ધન થાય છે.

**પૃષ્ઠ ૧૩૨.**

" મીઠા વગરની રાબડી છે, " એ વાક્યની જેમ.

**પૃષ્ઠ ૧૩૩.**

' ચાલે છે. '

" યાવદ્ વિશેષાભાવાઃ-એટલે સઘળા વિશેષાભાવો સામાન્યાભાવ તો છે જ " એ વિગેરે.

**પૃષ્ઠ ૧૩૫.**

ઉપાધિ સાથે સંબંધની યોગ્યતા, તે વિભાવ સ્વભાવ.

**પૃષ્ઠ ૧૩૬.**

" હાંકનારો (યે) બળદીયો છે. "

**પૃષ્ઠ ૧૩૭.**

તે વાત શ્રી આચારાંગ સૂત્રમાં કહી છે—

કર્મરહિત આત્મા વ્યવહાર કરી શકતો નથીઃ આત્માને કર્મો વડે ઉપાધિ થાય છે.

**પૃષ્ઠ ૧૩૮.**

જીવને અને પુદ્ગલને ૨૧ સ્વભાવો માનેલા છે. ધર્માસ્તિકાયાદિને ૧૬ હોય છે, અને કાળને પંદર કહેલા છે.

**પૃષ્ઠ ૧૩૯.**

" દરેક પદાર્થો સ્વરૂપે છે, અને તે દરેક પરરૂપે નથી. "

કાળાન્વયમાં—સત્તાગ્રાહક નય પ્રવર્તે છે, અને દેશાન્વયમાં—અન્વય ગ્રાહક નય પ્રવર્તે છે.

**પૃષ્ઠ ૧૪૦.**

કલ્પમાન પદાર્થનો અંદર સમાવેશ કરીને વિચાર કરીએ, તો એક સ્વભાવ સમજવો. જેમ " આ ઘડો છે. " અને જ્યાં વિષય તથા વિષયિને

જુદા પાડીને વિચારીએ, ત્યારે અભેદસ્વભાવ છે. જેમ "ઘીનો ઘડો" સારોપ અને સાધ્યવસાનના નિરુદ્ધાર્થપણા માટે આ પ્રકાર ભદ સમજવો.

સારોપ, અને સાધ્યવસાન, એ બેનું પ્રયોજન તો ગમે તે નિમિત્તને લીધે સિદ્ધ થાય છે, છતાં તે બન્નેય સ્વભાવ ભેદના સાધક નથી.

આ પરમાર્થ સમજવો.

**પૃષ્ઠ ૧૪૧.**

" આ શરીર આવશ્યક જાણે છે." એવો જેથી વ્યવહાર થાય છે, " ઘી બળે છે, " ની માફક. માટે જ–
" આ જડ છે, " " આ અચેતન છે."

એમ કહેવાથી હું મને જાણતો નથી. એવી પ્રતીતિ થતી હોવાથી વિલક્ષણ અજ્ઞાનસિદ્ધિ વેદાન્તીઓ માને છે, તે ખોટી ઠરે છે, કેમકે તે-સદ્‌ભૂત વ્યવહાર નયથી ગ્રહણ કરી શકાય એવા અચેતન સ્વભાવે કરીને જ સિદ્ધ થાય છે.

**પૃષ્ઠ ૧૪૨.**

માટે જ—

આ આત્મા દેખાય છે, આ આત્માને હું જોઉં છું.

શ્રી પદ્મપ્રભ સ્વામી અને વાસુપૂજ્ય સ્વામીઃ એ બન્નેય તીર્થંકર પરમાત્માઓ લાલ રંગના છે.

**પૃષ્ઠ ૧૪૩.**

" આરોપ કરવામાં નિમિત્તનો આધાર લેવો પડે છે, નિમિત્તને ધ્યાનમાં લીધા વિના આરોપ કરી શકાતો નથી." એ ન્યાયનો આશ્રય લેવામાં આવેલ છે, એવો ભાવાર્થ સમજવો.

" ઔદારિકાદિવર્ગણાથી બનેલા શરીરથી જ્ઞાનઘન અને અસંખ્ય પ્રદેશી આત્મા જુદો જ છે."

અહીં ગાથા—

અન્યોન્ય મળી ગયેલા પદાર્થોમાંથી " આ " અને " તે " એમ જુદા પાડવાનું યોગ્ય નથી. જેમ–દૂધઃ અને પાણીઃ વિશેષ પર્યાય વિના જુદા સમજી શકાતા નથી.

**પૃષ્ઠ ૧૪૪.**

" અન્યોન્ય મળી જવામાં જરા પણ ફરક ન હોવા છતાં કોઇક ઠેકાણે, કાંઇક, કેઇક વડે, કથંચિત્‌ અનુભવ કરી શકાય છે."

એ આગમ વ્યવહાર પ્રમાણે સ્વીકારી લેવું.

" એકવીશ ભાવો પુદ્‌ગલ અને જીવને માનેલા છે."

વ્યાવહારિક પ્રત્યક્ષ પ્રમાણુને અગોચર હોય, તે અમૂર્તત્વ, એ વ્યાખ્યા પરમાણુઓમાં અવ્યાપ્ત થશે.

પૃષ્ઠ ૧૪૭.

**શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે.**

ઘણા ઘણા ગુણોનો આધાર તે દ્રવ્ય છે, અને ઘણા ગુણો એક જ દ્રવ્યમાં રહી શકે છે. અને પર્યાયનું લક્ષણ તો: બન્નેયને આશ્રયે, રહે તે. અને=જો-સ્વદ્રવ્યાદિ ગ્રાહક વડે-અસ્તિ સ્વભાવ, અને પરદ્રવ્યાદિ ગ્રાહક વડે નાસ્તિ સ્વભાવ સ્વીકારાતો હોય. ત્યારે બન્નેય દ્રવ્યાર્થિકના વિષયભૂત હોવાથી સપ્તભંગીમાં પહેલા અને બીજા ભાગાંમાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકના આશ્રયમાં પ્રક્રિયા ભંગ થાય છે." એ વિગેરે અહીં ઘણું વિચારવા જેવું છે.

પૃષ્ઠ ૧૫૦.

જન્મથી માંડીને મરણ પર્યંત પુરૂષ વિષયક પુરૂષ શબ્દ પ્રવર્તે છે, અને તેના બાળ વિગેરે અનેક પ્રકારના પર્યાય ભેદો છે.

છ ગુણ હાનિ વૃદ્ધિ લક્ષણ અગુરુ લઘુ પર્યાયો સૂક્ષ્મ અર્થ પર્યાયો છે.

પ્રથમ સમયનું સજોગીવસ્થનું કેવળ જ્ઞાનઃ અને અપ્રથમ સમયના સજોગી ભવસ્થનું કેવળ જ્ઞાનઃ ઇત્યાદિ વચનથી.

પૃષ્ઠ ૧૫૩.

એકત્વઃ પૃથકત્વઃ સંખ્યાઃ સસ્થાનઃ સંજોગોઃ વિભાગોઃ એ પર્યાયોનું લક્ષણ છે.

પૃષ્ઠ ૧૫૪.

તેથી સાપેક્ષ અને નિરપેક્ષ વડે શુદ્ધ અશુદ્ધ અનેકાન્તનું વ્યાપકપણું જ બરાબર છે.

પૃષ્ઠ ૧૫૫.

આગળ પૃ. ૫૨ પર આવી ગયેલ છે.

પૃષ્ઠ ૧૫૬.

ગુણના વિકારો તે પર્યાયો.

પૃષ્ઠ ૧૫૭.

ષોડશકનું વચન આ પ્રમાણે છે.

બાળક બાહ્યવેશ જુવે છે. મધ્યમ બુદ્ધિશાળી આચારનો વિચાર કરે છે, અને બુધ પુરુષો તે સર્વ પ્રયત્નો વડે કરીને આગમ તત્ત્વનો વિચાર કરે છે.

પૃષ્ઠ ૧૫૮.

તત્ત્વનો પક્ષપાત અને ભાવ વગરની જે ક્રિયાઃ એ બન્નેનું અંતર ભાનુ અને ખદ્યોત જેટલું સમજવું.

પૃષ્ઠ ૧૫૯.

ક્રિયાથી ઉત્પન્ન થયેલો કર્મોનો ક્ષય મંડૂકના ચુર્ણ જેવો છે. અને [આજ્ઞાયુક્ત] જ્ઞાનથી ઉત્પન્ન થયેલો કર્મનો ક્ષય બળી ગયેલા મંડૂક ચુર્ણ જેવા હોય છે.

કોઇપણ વખતે બંધ વડે આક્રમણ કરાતો નથી.

**ઉત્તરાધ્યયનમાં** પણ કહ્યું છે કે--

દોરા સાથેની સોય કચરામાં પડી ગઇ હોય, તો પણ તે ખોવાતી નથી, એમ જીવ પણ શાસ્ત્રયુક્ત હોય, તો સંસારમાં રખડવા છતાં આખરે નિસ્તાર પામે છે—

પૃષ્ઠ ૧૬૦.

**શ્રી બૃહદ્કલ્પની ગાથા** આ પ્રમાણે છે.

શું ગીતાર્થ ચાર પ્રકારના કેવળી છે?

જાણનાર? ઉપદેશનાર? અને અનંતકાયનું વર્જન કરવાથી રાગ અને દ્વેષમાં પણ સરખા હોય છે? (!)

પૃષ્ઠ ૧૬૩.

અરે લક્ષ્મણ! પંપા સરોવરમાં પેલો ધર્મિષ્ઠ બગલો જીવો ઉપરની દયાથી ધીમે ધીમે કેવાં પગલાં ભરે છે, તે તું જોતો ખરો.

હે રાજન્! જાણે કે સહવાસીઓમાં સહજ ને સહવાસી જેવો જે છે. તને ગુપ્ત વાત પૂછું છું કે મને જેણે માળા વિનાનો કરી નાખ્યો, તે તે છે?

માટે તે પુરુષને સમજ વગરનો સમજવો જોઇએ. એ ભાવાર્થ છે.

પૃષ્ઠ ૧૬૪.

આત્માર્થનું સાધન કરવામાં મંદ સમજવા. એ પરમાર્થ છે.

પૃષ્ઠ ૧૬૫.

ગચ્છાચારનું વચન આ પ્રમાણે છે.

અગીતાર્થ અને કુશીળનો સંગ મન વચન કાયાથી તજુ છું. જેમ માર્ગમાં ચોર વિઘ્નરૂપે થાય છે. (તેમ ધર્મમાર્ગમાં તે વિઘ્નરૂપ છે.)

પૃષ્ઠ ૧૬૬.

ગીતાર્થના વચને કરીને હળાહળ ઝેર પીવું સારૂં, પરંતુ અગીતાર્થના વચને કરીને અમૃતપણ ન પીવું જોઇએ.

પૃષ્ઠ ૧૬૭.

શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તવાની ઇચ્છા હોવા છતાં જે પ્રમાદી એવા જ્ઞાનીનો કાળાદિક વિકળયોગ જોવામાં આવે છે, તેજ ઇચ્છાયોગ કહેવાય છે. એ પ્રમાણે **લલિતવિસ્તરામાં** ઇચ્છાયોગનું લક્ષણ છે.

આવશ્યક ગાથા—

દર્શન પક્ષનો શ્રાવક ચારિત્રથી ભ્રષ્ટ હોય, અને મંદ ધાર્મિક હોય, અને પરલોક કાંક્ષામાં દર્શન અને ચારિત્રનો પક્ષપાતી હોય. એ વચનથી જ્ઞાનનો પ્રધાનપણેઆદર કરવો.

પૃષ્ઠ ૧૬૮.

" જ્ઞાન એ ખાસ મોક્ષ છે " એ વચનથી.

વિદ્વાનપણું અને રાજાપણું કદાંય સરખું નથી, રાજા સ્વદેશમાં પૂજાય છે, અને વિદ્વાન સર્વ ઠેકાણે પૂજા પામે છે.

ધોળા વાળ આવી જવા છતાં જ્ઞાનાભ્યાસ ચાલુ રાખવો જોઇએ. ધનવાળા ત્યાં પહોંચી શકતા નથી કે જ્યાં જ્ઞાનિઓ પહોંચી શકે છે.

પૃષ્ઠ ૧૬૯.

જો કે વિશેષ બુદ્ધિશાળીએ કાવ્ય સંસ્કૃત ભાષામાં રચવું જોઇએ, તોપણ હું તો લોકભાષાના રસનોયે શોખીન છું;

જોકે દેવોની પાસે ઉત્તમ અમૃત હોય છે, છતાં તેઓને દેવાંગનાઓના ઓષ્ઠ રસ પીવાનો શોખ હોય છે.

વળી ચારિત્રની ઇચ્છાવાળા બાળક સ્ત્રી મંદ અને અજ્ઞાન મનુષ્યોના ઉપર કૃપા કરીને તત્વજ્ઞ પુરૂષોએ સિદ્ધાન્તને પ્રાકૃત ભાષામાં ગુથ્યો છે. પ્રકૃતિ તે સંસ્કૃત. તેમાંથી ઉત્પન્ન થયેલ, તે પ્રાકૃત. એવી વ્યુત્પત્તિ અહીં સમજવી.

પૃષ્ઠ ૧૭૦.

શ્રી ભગવાન ઋષભદેવ પ્રભુએ બ્રાહ્મીપુત્રીને જમણે હાથે ઉપદેશ આપો માટે તે " બ્રાહ્મણી " એમ કહેવાય છે.

પૃષ્ઠ ૧૭૨.

કહ્યું છે કે—

એ હૃદયમાં હોય તો ખરી રીતે પરમાત્માજ હૃદયમાં છે, એમ સમજવું. અને પરમાત્મા હૃદયમાં હોય તો પછી સર્વ ઇષ્ટોની સિદ્ધિ ચોક્કસ જ સમજવી. એ ઉત્તમ ચિંતામણિ રત્ન છે, તેણે કરીને સમતારૂપી રસની પ્રાપ્તિ થાય છે. તેજ યોગીઓની માતા કહેવામાં આવે છે, અને મોક્ષ તેનું ફળ છે.

સમાપત્તિનું લક્ષણ આ પ્રમાણે છે—

જેની વૃત્તિઓ ક્ષીણ થયેલ હોય, એવા ઉત્તમ મણિની માફક ઉત્તમ પુરૂષને ચોક્કસ તેમાં પરમાત્મામાં-દ્રવ્યાનુયોગમાં પ્રવેશ હોવાથી અને તેનું પરમાત્માનું પોતામાં મિશ્રણ હોવાથી સમાપત્તિ કહેલી છે. (?)

પૃષ્ઠ ૧૭૩.

લુચ્ચાનું લક્ષણ.

ઉલટું ચાલનારું હોડકું અને લુચ્ચાઓની જીભ એ બેય લોકોને

તારવા અને છેતરવા માટે લાકડાનું અને ભયંકર કોણે બનાવેલ છે. (दारुणा એટલે ભયંકર અને લાકડામાંથી) એ લુચ્ચાનું લક્ષણ છે.

**પૃષ્ઠ ૧૭૪.**

" સૌભાગ્ય નામ કર્મના ઉદયથી માણસ સર્વ લોકોને વ્હાલો લાગે છે" એ શાસ્ત્ર વચનથી.

શાથી ?

સૂરિમંત્રના આરાધક હોવાથી.

**પૃષ્ઠ ૧૭૫.**

ગીત=મહાપુરૂષોએ કહેલ. તેને બરાબર સમજે, તે ગીતાર્થો. ગીત એટલે અહીં શાસ્ત્રાભ્યાસ સમજવો.

**પૃષ્ઠ ૨૭૭.**

જ્ઞાનાદિગુણો વડે યુક્ત હોય, તે મહાપુરૂષો કહેવાય.

એક ગુરૂના શિષ્ય હોવાથી.

**પૃષ્ઠ ૧૮૦.**

" શ્રી ભગવાનની વાણી બહુ લાંબા કાળ સુધી જયવંતીવર્તો " એ આશીર્વાદ વચન છે.

ઉચિત પદાર્થોનું વ્યાખ્યાન કરતી વખતે જેની ખુબી સાંભળવા યોગ્ય છે. એવી આ જ્ઞાની લોકોને હિતકારી ભાવનારૂપી ફુલવાડી છે.

તેમાનાજ ધ્યાનરૂપી ઉત્તમ ફુલો વડે જિનેશ્વર પરમાત્માની વાણીરૂપી દેવના ચરણોની પૂજા રોજ રોજ હો !

**પૃષ્ઠ ૨.**

ઇદ્રોની શ્રેણીઓ વડે નમસ્કાર કરાયેલા તત્ત્વાર્થની દેશના આપનારા શ્રી તીર્થંકર પરમાત્માને નમસ્કાર કરીને આ દ્રવ્યગુણ પર્યાયના રાસ નામના પ્રબંધની લોક ભાષામાં જ નાની વ્યાખ્યા રૂપ ( ટબાર્થ ) કરું છું.

[કોઈ કોઈ સ્થળે વખતને અભાવે કે પુસ્તકને અભાવે ગ્રન્થો જોવામાં આવેલ નથી. અને તેથી જેનો અર્થ બરાબર કરવામાં નથી આવેલો ત્યાં ( ? ) ચિન્હ મુકવામાં આવેલ છે. ]

---

મા૦ પ્રતિમાં जिनोक्तेति. પછી નીચે પ્રમાણે લખેલુ છે. તે રહી જવાથી અત્રે આપેલ છે.

संवद्वनेत्र-हुताशनेन्द-चन्द्र-शुभे (?) मार्गशर [ शीर्ष ] शुक्ल पक्षे थोम-माल्य-बिंदरे सप्तम्या कर्मवाटयां अर्कवारयुतायां लिखितं टबार्थ पूर्णकृतं [पूर्णीकृतम्] पं. ऋद्धसारेण श्री चिन्तामण्योपाश्रये खरतर गच्छे. शुभं भूयात्.

ऐँ नमः

ચરમ કેવળી

# શ્રી જમ્બૂ સ્વામિ રાસ

રચયિતા--

ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય, મહોપાધ્યાય

શ્રીમદ્ યશોવિજયજી ગણિવર

રચ્યા સંવત ૧૭૩૯

ખંભાતનગર

## श्री परमात्मने नमः

### દૂહાં

**શારદ** સાર દયા કરો, આપો વચન સુરંગ,
તું તૂઠી મુજ ઉપરે, જાપ કરત ઉપગંગ. ૧

**તર્ક** કાવ્યનો તેં તદા, દીધો વર અભિરામ,
**ભાષા** પણ કરી કલ્પતરૂ, શાખા સમ પરિણામ. ૨

માત ! નચાવે કુકવિ તુજ, ઉદર ભરણને કાજ,
હું તો સદ્‌ગુણ પદ ઠવી, પૂજું છું મત લાજ. ૩

તબૂ ધર્મ સુસાધનો, કંબૂ દક્ખિણાવત્ત,
અંબૂ ભવદવ ઉપશમે, જંબૂ ચરિત્ત પવિત્ત. ૪

પવિત્ર કરે જે સાંભળ્યું, ત્રિભુવન જંબૂ ચરિત્ર,
આંબિલ પણ મુજ વાણીને, કરશે રસે પવિત્ર. ૫

અમૃત પારણું કાનનું, ભવિજનને હિત હેત,
કરતાં મુજ મંગળ હોજો, એ **ભારતી** સંકેત. ૬

**શ્રી નય** વિજય વિબુધ તણું, નામ પરમ છે મંત,
તેહનું પણ સાન્નિધ્ય લહી, કીજે એ વૃત્તાંત. ૭

## ઢાળ ૧ લી

[ સીમંધર જિન ત્રિભુવન ભાણુ—એ દેશી. ]

સમવસરણ તું હુઓરે મંડાણ, માણિક્ય હેમ રજત સુપ્રમાણ,
સિંહાસન બેઠા જિનવીર, દીએ દેશના અર્થ ગંભીર. ૧

**વિદ્યુન્માલી** સુર તિહાં આવે, જિન વાંદી આનંદ બહુ પાવે,
"ચરમ કેવલી કોણ પ્રભુ! થાશે,?" **શ્રેણિક** પૂછે મન
ઉલ્લાસે. ૨

પ્રભુ કહે સુણ **શ્રેણિક**! નૃપચંદ,!-"**બ્રહ્મલોક** સામાનિક ઇંદ,
ચઉદેવી સુત **વિદ્યુન્માલી**, સાતમે દિન એ ચવી શુભશાલી. ૩

**ઋષભદત્ત** સુત તુજ પુરઠામે, ચરમ કેવલી **જંબૂ** નામે,
હોશે" તે સુણી દેવ **અનાઢી**, હરખે પરખે નિજકુલ આઢી. ૪

નૃપ પૂછે-"એ કીમ મદ ભારી?" સ્વામી કહે-"એ પુરી વ્યવહારી,
હુઓ **ગુપ્તમતિ** સુત દોય તાસ,-**ઋષભદત્ત** એક **જિનદાસ**. ૫

ન્યાય અન્યાય ચરિત્રે તેહ, પ્રથમ ચરમ યુગ માનું સદેહ,
એક જનિતને અંતર તેતું, અમૃત હલાહલને હુએ જેતું. ૬

**ઋષભદત્તે** અન્યાયી જાણી, કાઢીયો અનુજ તે બાહિરતાણી,
દ્યુતે હાર્યો, આયુધે માર્યો, ધર્મ સુણાવી ભાઇએ તાર્યો. ૭

અંતે જપી **નવકાર** ઉદાર, **જંબૂદ્વિપ** અધિપ હુઓ સાર,
નિજ કુલ સુણી ઉત્તમ અવતાર, તે હર્ષે પામી અધિકાર." ૮

ફરી પૂછે નૃપ-"**વિદ્યુન્માલી**, સુર હુઓ સ્યુ દેઈ? સ્યુ પાલી?
જેણે તેજે દશ દિશિ અજુઆલી, જે આગે ઝાંખો દ્યુતિમાલી. ૯

એહવો બીજો કોઇ ન દીઠો, જિમ જોઇએ તિમ લાગે મીઠો,
**સુજસ** વિલાસ મહોદય પાયા, સ્યે પુણ્યેતે કહો જિનરાયા!"૧૦

## દૂહા

અમૃત મધુર વાણી વદે, તવ જલધર ગંભીર,
વીર ભવિક હિત કારણે, સમરથ સાહસ ધીર. ૧
"સાંભલજો શ્રોતા સર્વ, કહેશું સરસ તે વાત,
સાંભળતા મત ઉંઘજો, મત કરજો વ્યાઘાત. ૨
ઉંઘે તે ગુંધે મહી, ગુંધે નહિ રસ ઘૂંટ,
સાકર દ્રાખને પરિહરે, કંટક રાતો ઉંટ. ૩
નિદ્રા વિકથા પરિહરી, ગુરુ મુખ સાહમું જોય,
સુણે જે હિયડે ઉલ્લસી, શ્રોતા સાચો સોય." ૪

## ઢાલ ૨ જી

[ ભોલુડા હસારે વિષય ન રાચિયે—એદેશી ]

"મગધ દેશમાંહિ ગ્રામ સુગ્રામ છે, એવ્ર ભરત સુનિવેશ,
રાષ્ટ્રકૂટ ધનપતિ તસ ગેહિની, રેવતી અદ્‌ભુત વેષ.
પુણ્ય પ્રમાણે રે સવિ સુખ પામિયે. ૧
પુત્ર હુઆ દોય તસકુખે ભલા, ભવદત્ત ને ભવદેવ,
દીક્ષા લેઇ રે ભવદત્ત શ્રુત ભણ્યો, વિહરે કરત ગુરુસેવ. પુણ્ય૦ ૨
તે ગચ્છમાંહેરે મુનિ એક અનુજને, દીક્ષા દેવારે કાજ,
અનુમતિ માગેરે ગુરુની તેણે દિએ, શ્રુતધર સાધુ સમાજ. પુણ્ય૦ ૩
ગીતારથનો એક વિહાર છે, બીજો મિશ્રિત તેણ,
ત્રીજો વિહાર જિને નવિ ઉપદિશ્યો, એ ક્રમ ત્યજિયેરે કેણ? પુણ્ય૦ ૪
ધામ પિતાનેરે જઈ તેણે દેખિયો, માંડીયો અનુજ વિવાહ,
વિવાહ ગ્રહિલેરે અગ્રજ નવિ નમ્યો, દૂરે વ્રતનો ઉચ્છાહ. પુણ્ય૦ ૫
તિહાંથી આવ્યોરે મુનિ વિલખો થઈ, જિમ મગશેલથી મેહ,
આલોઈ કહે સવિ ગુરુને કથા, ભવદત્ત કહે સસનેહ. પુણ્ય૦ ૬
"વિવાહ કૌતુક નિજગુરુ ભક્તિનો, ન લહે સોમો રે ભાગ,
અગ્રજ મુનિને અનુજ ન આદરે, તો તે કઠિન અભાગ." પુણ્ય૦ ૭

તવ કોઈ બોલેરે-"તુમે નિજ અનુજને, વ્રત દેસ્યો તો પ્રમાણ,
આરા કેડેરે વારો આવશે, જોઈ બોલે તે જાણ". પુણ્ય૦ ૮

એણે વયણેરે **ભવદત્ત** વેધીઓ, કહે-"જો **મગધવિહાર,**
ગુરુનો હોસ્યે તો અમે પૂરશું, કૌતુક એહ ઉદાર." પુણ્ય૦ ૯

મગધે વિચર્યા રે ગુરુ અનુમતિ તદા, માગે મુનિ **ભવદત્ત,**
"એક જ મેલ્હ્યોરે તે શ્રુતધર વશી,સ્વજન પ્રબોધ નિમિત્ત."પુણ્ય૦ ૧૦

**ભવદત્ત** પહોતોરે સંસારિક ઘરે, અનુજને દીક્ષાને હેત,
તે તવ પરણ્યોરે **નાગદત્ત વાસુકી**-પુત્રી પુણ્ય સમેત. પુણ્ય૦ ૧૧

વિવાહ ઓચ્છવ કરી તસ આવીયા, મુનિને સામેરે બંધુ,
"ઉત્સવ ઉપરી ઉત્સવ આવીઓ," માને આનંદ સિંધુ. પુણ્ય૦ ૧૨

પ્રાસુક ઉદકે રે મુનિ પદ ધોઈ તે, વંદે ચરણનું નીર,
મુનિ પદ લાગેરે આગે ઓલગે, માને લહીઓ ભવતીર. પુણ્ય૦ ૧૩

"વિવાહ વ્યાકુલ તમે છો અમે જસ્યું, **ધર્મલાભ**" મુનિ દેઈ,
મુનિ પડિલાભેરે તે તવ સુગતા, ભક્તાદિક કરે લેઈ. પુણ્ય૦ ૧૪

તવ મંડે છેરે કુલ આચારથી, નવઊઢા **ભવદેવ,**
કિઓ ચંદ્રિકારે સમ ચંદનરસે, અંગ રાગ તતખેવ. પુણ્ય૦ ૧૫

કેશ પાશ સુમ પુરીત બાંધીઓ, ચોરિત ધનસુત જોર,
નાઠો દેખીરે ઉગ્યો મુખ શશી, અંધકાર માનું ચોર. પુણ્ય૦ ૧૬

તિલક બનાવ્યું રે કેસરનું ભલું, સોહે લાલ વિશાલ,
અંકુર ઉગ્યોરે માનુ મદન તણો, જેહ દગ્ધ હરભાલ. પુણ્ય૦ ૧૭

અમલ કપોલેરે પત્ર લતા કરી, કસ્તૂરીની વિચિત્ર,
માનું એહ પ્રશસ્તિ મદનતણી, જગ જયકારી ચરિત્ર. પુણ્ય૦ ૧૮

કુચ મંડન જબ કરે તે કામનું, **અરુપભફ્ટ** જય નામ,
તવ મુનિ ભ્રાતારે આવ્યો સાંભળ્યો,હુઓ વંદન પરિણામ. પુણ્ય૦ ૧૯

અર્ધ મંડિતારે મૂકી **નાગિલા,** "વહેલો આવુંરે વંદિ,"
ઇમ વિનિવારીરે સખી તસ વારતી, વંદે ભ્રાત આનંદિ. પુણ્ય૦ ૨૦

મુનિ ઘૃત ભાજન અનુજ કરે દિએ, મત દેવા સંચકાર,
ભવદત્ત તિહાંથીરે ભલી પરે પાંગર્યા,આવ્યા બહુ નરનાર.પુણ્ય૦ ૨૧
સાધુ વિસર્જેરે નવિ તે કોઇને, એ મુનિનો રે આચાર,
દૂર જઇને રે નારી-નર ક્રમે, વળીયા આપ વિચાર. પુણ્ય૦ ૨૨
ભદ્ર આત્મારે ચિંતિ ભવદેવ તે, "ચતુર વિચિંતે રે એમ,
"જન અવિસર્જ્યારે ફરિયા તે સુખે,ફિરોહું ભાઈ ફરૂં કેમ?"પુણ્ય૦ ૨૩
ભાર ભણી ઘૃત-ભાજન મુજ દિઓ, ભાઈએ કર્યો એ પ્રસાદ,
ઠામે ન મુકું રે અણુ વાલ્યો વળું, સગપણુનો શ્યો સ્વાદ. પુણ્ય૦ ૨૪
"એ મત વળજોરે" એમ ચિંતવી, મન આક્ષેપે રે તાસ,
ગૃહીપણુ વાર્તા રે કાઢી મૂલગી, ભવદત્ત સુજસવિલાસ.
પુણ્ય પ્રમાણે રે સવિ સુખ પામિયે. ૨૫

## દૂહા

"ગામ સીમ એ રૂખડાં, મોહનગારાં હુંત,
વાનર પરે ચઢતા જિહાં, આપણુ બેઉ રમંત. ૧
તેહ એ સરવર, તેહ જલ, તેહજ તીર મનોહાર,
કંઠે આરોપ્યાં જિહાં, તાલ નલીનના હાર. ૨
સોહે એહ જ વાલુકા, ઉજ્વલ જેસી કપૂર,
બાલ લીલાએ આપણે, કર્યા જિહાં ઘર ભૂરિ." ૩
વાત લગાવી ઈમ અનુજ, ભવદત્ત ભેટે ગ્રામ,
જે આચારજ—પદ—કમલ, પવિત્ર કિયો અભિરામ. ૪

## ઢાલ ૩ જી

[ અહો મતવાલેરે સાજના—એદેશી ]

અનુજ સહિત હવે આવીયા, ભવદત્ત વસતીને દ્વારેરે,
પુણ્ય-ધર્મ બેઉ એકઠા, માનું બુધ્ધિ-શુદ્ધિ અધિકારે રે.
પુણ્ય કરો ભવિ પ્રાણિયા. ૧

પુણ્ય કરોરે ભવિ પ્રાણિયા, પુણ્યે સવિ સુખ હોય રે,
પુણ્ય વિહુણા માનવી, તેહતું નામ ન જાણે કોઈ રે. પુણ્ય૦ ૨

વાંકી કોટિ કરી જુએ, તિહાં મોહનવેલા ચેલા રે,
"ઓ આવે ભવદત્તજી, બેઉ મિલિયા ગયા થા એકીલા રે. પુણ્ય૦ ૩

મુનિને મિલીઓ મુનિ હુએ, સંન્યાસીને સંન્યાસી રે,
હાથે આવ્યો કેમ છુટશે ?",માંહો માંહે કરે એમ હાંસી રે. પુણ્ય૦ ૪

"કવણ તરુણ છે એ આણીયો," ઈમ ગુરુજીએ જણ બોલાવ્યો રે,
ભવદત્ત કહે–"હું માહરો, ભાઈ દીક્ષા દેવા લાવ્યો રે". પુણ્ય૦ ૫

ગુરુ તેહને પૂછે–" તુમ્હે, વ્રત અર્થી છો વડ ભાગી રે ?"
"ભ્રાતા જૂઠો મત હુવે", કહે–"સાચું-છું વૈરાગી રે". પુણ્ય૦ ૬

તતખીણ દીક્ષી મોકલ્યો, મુનિ સાથે તે પર ઠાણે રે,
બંધવે આવી પુછીઓ, ભવદત્ત કહે "કોણ જાણે રે ?". પુણ્ય૦ ૭

"ધર્મતણે અરથે કહે, જુઠી પણ મુનિવર વાણી રે,"
સ્વજન તે સવિ પાછા ચલ્યા,મુનિની કાંઈ શંકા નાડ્ડણી રે.પુણ્ય૦ ૮

વ્રત પાળે ભવદેવ તે, કેવળ ભાઈની ભક્તે રે,
ચિત્તથી ન ત્યજે નાગીલા,તે તો જૂડે ન જોડિઓ જુગતે રે. પુણ્ય૦ ૯

મુનિ ભવદત્તે તપ તપી, આયુ પાલી અનશન કીધું રે,
સૌધર્મે સુર તે થયો, આતમાનું કારજ સીધું રે. પુણ્ય૦ ૧૦

હવે ભવદેવ તે ચિતવે,–"નાગીલા છે મારે પ્યારી રે,
હું છું તેહને વલ્લહો, એ તો રંગ બન્યો છે કરારી રે. પુણ્ય૦ ૧૧

વ્રત પાળ્યું દિન એટલા, મેં કેવળ ભાઈની લાજે રે,
તે તો સ્વર્ગે ગયો હવે, વ્રત આવે મુજ સ્યે કાજે રે ? પુણ્ય૦ ૧૨

તરુણી વિરહે ચિત્ત દહે, વ્રત ગુણ નવિ આવ્યા લેખે રે,
અગ્નિ બળે તરુ કોટરે, નવ પલ્લવ તે કુણ દેખે રે. પુણ્ય૦ ૧૩

બહુ વિધ બાહ્ય–ક્રિયા કરી, મન શૂન્યે જાયે તે ફોકરે,
આથિ વિના કેમ આપીએ, માગ્યું નાણું રોકા રોક રે. પુણ્ય૦ ૧૪

જન જાણે કાંઈ દુબળા, પણ વિરહની પીડ ન જાણેરે,
ખાધું - પીધું નવિ ગમે, નિદ્રા પણ નાવે ટાણેરે. પુણ્ય૦ ૧૫

સોહ્યલી સહવી અગ્નિની, પણ દોહિલી વિરહની જાલારે,
તે ઓલાએ નીરથી, એ તો નયણ જળે અસરાલારે. પુણ્ય૦ ૧૬

અંક ન છે એ ચંદ્રને, કોઈ વિરહે હૃદય છે દાધ્યુંરે,
વિરહ લિખિત ભાલે જવલે, હરને ન ત્રિલોચન બાધ્યુંરે. પુણ્ય૦ ૧૭

અધર સુધા સુખ ચંદ્રમા, વાણી સાકર, બાંહ મૃણાલીરે,
તે પેઠી મુજ ચિત્તમાં, તેણે કાયા કહો કિમ ખાલીરે. પુણ્ય૦ ૧૮

ક્ષત કષ્ટે હું નવિ તથા, જિમ વિરહે છું અતિ પીડયોરે,
ફાટત હૃદય પ્રિયાતણું, કુચ બંધ ન હોત જો ભીડયોરે. પુણ્ય૦ ૧૯

શું જાણું શું તે થઈ ?, એ યૂથ ભ્રષ્ટ જિમ હરણીરે,
હિમ દાધી જિમ પદ્મિની, મુગધા મેં મેલી પરણીરે. પુણ્ય૦ ૨૦

હજીયે ન કાંઈ મુજ ગયુ, હું જઈ માંડું ઘરવાસોરે,
સા મુજ હો પ્રાણેશ્વરી, હુ થઈ રહું તેહનો દાસોરે. પુણ્ય૦ ૨૧

પાંખ હુએ તો ઉડી મિલું, હવે ક્ષણુ એક મેં ન ખમાયરે,
પંચબાણ ઓ ! પાપીઓ, ઉજાણો કેડે ધાયરે." પુણ્ય૦ ૨૨

ઇમ ચિંતી તે ચાલીયો, કાંઈ સ્થવિરને નવિઅ જણાવ્યુરે,
બાહિર આયતને રહીયો, જબ ગ્રામ **સુગ્રામ** તે આવ્યુરે. પુણ્ય૦ ૨૩

કુલ-માલ્યધર-કામિની એક, બ્રાહ્મણીયુત તિહાં વંદેરે,
**ભવદેવે** પૂછીયુ "ઈહાં, આર્યવાન **રેવતી** નંદેરે ?" પુણ્ય૦ ૨૪

સા કહે, "પરલોકે ગયા, તે સમય થયો બહુ" પૂછેરે,
"મુનિ **ભવદેવે** જે ત્યજી, **નાગીલા** નવપરણી કિમ છેરે ?" પુણ્ય૦ ૨૫

સા જાણે "**ભવદેવ** એ" કહે-"આવ્યાનો શો ટાણો રે ?"
મુનિ કહે-"મિલવા નાગિલા", સા કહે-"તેહજ હું જાણોરે." પુ૦ ૨૬

"કાળે મુજ યૌવન જતે, ગયું લાવણ્ય હૃદય વિચારો રે,
મુજ કોડીને કારણે, રૂડાં ત્રણ રતન મત હારો રે. પુણ્ય૦ ૨૭

ભાઈએ તુજને હિત કર્યું, કપટે પણ ચારિત્ર આપીરે,
ધંતુરાની વાડી તું, મ કર સુર તરૂને કાપી રે. પુ૦ ૨૮
બ્રાહ્મણિ સુત આવી કહે, "ઘરી ભાજન પાયસ વમીએરે,
દક્ષિણા લેઈ બીજા તણી, શી લાજ વમ્યું નીજ જમીએરે." પુ૦ ૨૯
મા કહે–"નિંદિત મત કરે," ભવદેવ કહે– "વંતાશીરે,
પુરૂષ શુનકથી પણ બૂરો," **નાગીલા** કહે- "જો ને વિમાસીરે. પુ૦ ૩૦
માંસ મૂત્ર રૂધિરે ભરી, હું વમન થકી પણ ભૂંડીરે,
તે નિંદિત શું રાચતો, શું ચાહે છે નરગની કુંડીરે. પુ૦ ૩૧
પર શીખવવા પરવડા, તે તો પુરૂષ માંહિ નવિ ગણીયેરે,
જે નિજ જીવને શીખવે, તે પુરૂષ ધુરંધર ભણીયેરે." પુ૦ ૩૨
કહે ભવદેવ-"ભલી પરે, હું પંથે આણ્યો સુશીલારે,
ઉત્પથ જાતો વારીયો, તુજ હોજો **સુજશની** લીલારે." પુ૦ ૩૩

## દૂહા

આજ સ્વજન દેખી કરી, જાઉં ગુરુની પાસ,
અતિચાર આલોઈ તપ, તપુ હૃદય ઉલ્લાસ. ૧
કહે **નાગિલા**–"તુજ કિસ્યો, બંધવશું પ્રતિબંધ,
વર હિત જાણે જેહને, તે બાંધવ તુજ બંધ. ૨
જાઓ ગુરૂ ચરણે ચિત્ત દમી, પાળો શુદ્ધ આચાર,
હું પણ ગુરૂણીને કને, વ્રત લેઇશ નિરધાર." ૩
હવે જિન-બિંબ નમી ગયો, ગુરૂ પાસે **ભવદેવ,**
પાલે નિરતિચાર વ્રત, કરી આલોયણ સેવ ૪
પાલી સંયમ સુર થયો, **શક્ર સામાનિક** તેહ,
**સૌધર્મે** અણુઆલતો, દસ દિશિ અનુપમ દેહ. ૫

## ઢાલ ૪ થી

[ જીરેજી —એ દેશી ]

જીરે મારે, હવે ભવદત્તનો જીવ, સ્વર્ગથી ચવીયો સુર થયો;
જીરેમારે, મહાવિદેહ મઝાર, વિજય પુખલાવઈ ભલો, જીરેજી ૧

જીરેમારે નયરી પુંડરિકિણીસાર, ચક્રી **વજ્રદત્ત** ગુણભર્યો, જીરેજી
„ રાણી **યશોદા** નામ, તેહની કૂખે અવતર્યો. „ ૨
„ તેણે અવતરી એ કૂખ, દોહદ ધરે **યશોધરા**, „
„ ક્રીડું સમુદ્ર મઝાર, તો મનોરથ પુગે ખરા. „ ૩
„ સીતા સમુદ્રમાં રાય, ક્રીડાવી તે પૂરવે, „
„ દીપે સા બહુ તેજ, પૂર્ણ બિંબ શશી પરે. „ ૪
„ સમયે પ્રસવીયો પુત્ર, **સાગરદત્ત** અભિધા કરે, „
„ બાલ લીલા બહુ ભાતિ, ખેલાવ્યો નવ નવ પરે. „ ૫
„ સમયે મેલે રાય, ગુરુ પાસે ભણવા કલા, „
„ ગુણ ધારી સવિ લેઈ, તેહ કૂપ જલ નિરમલા. „ ૬
„ સ્વયંવર આવી અનેક, પરણે કન્યા તે યૌવને, „
„ તેહશું વિલસે ભોગ, કરિણીશું જિમ કરી વને. „ ૭
„ દેખે તે એકદા અભ્ર, નારીશું ઘરે ખેલતો, „
„ માનું **મેરૂ** આકાશ, ભૂમિના **મેરૂ**ને ઠેલતો. „ ૮
„ મેઘ **મેરૂ**સમ દેખી, ન વલે તસ દગ્ ભરી સુધા, „
„ સુંદર વસ્તુ ન દીઠ, નયન જનમ તેહનો સુધા. „ ૯
„ તે દેખત તતખેવ, પવનેં સર્વ પરો કર્યો, „
„ પિશુન ને પવન પઈઠ, મિત્ર મેઘ ન રહે ધર્યો. „ ૧૦
„ કુમાર વિચિંતે ચિત્ત,–“ ક્ષણિક એહ જેમ, તેમ સવે, „
„ સંપદ આપદ અંત, જનમ મરણ અંત લેખવે. „ ૧૧
„ નિત્ય એક સ્થિર ધર્મ, તે વ્રત લઈને પાળીએ, „
„ શાશ્વત સુખ હોય જેણે, આતમશક્તિ અજુઆળીએ.” „ ૧૨
„ **સાગરદત્ત** કુમાર, આપ હુઓ વૈરાગીઓ, „
„ અનુમતિ માગે માત, તાત તણી ચિત્તે જાગીઓ. „ ૧૩
„ સ્નેહ તંતુ તસ છેદી, અનુમતિ લેઈ વ્રત આદરે, „
„ **અમૃતસાગર** ગુરૂ શિષ્ય, **અવધિજ્ઞાન** શ્રુતધર વરે. „ ૧૪

,, હવે **ભવદેવનો** જીવ, કાલે સ્વર્ગ થકી ચવી, ,,
,, તિહાં પુરી **વીતશોક**, રાય **પદમરથ** મહાછવી. ,, ૧૫

,, દેવી તસ **વનમાલ**, **શિવકુમાર** તેણે સુત જણ્યો, ,,
,, લાલ્યો પાલ્યો તેહ, ગુરુ સાખે વિદ્યા ભણ્યો. ,, ૧૬

,, યૌવન વય નૃપવંશ, કન્યા પરણ્યો સુહામણી, ,,
,, તેહશું વિલસે ભોગ, તારાશું જિમ નિશિમણી. ,, ૧૭

,, કેલી કરે સકલત્ર, આસાદે તવ ગુણ ભર્યા, ,,
,, **સાગર** ઋષિ પુર બાહ્ય, ઉપવન માંહે સમોસર્યા. ,, ૧૮

,, **કામસમૃદ્ધ** સથ્થવાહ, માસખમણને પારણે, ,,
,, પડિલાભે વસુધાર, વૃષ્ટિ હુઈ તસ આંગણે. ,, ૧૯

,, **શિવકુમાર** તે દેખી, વિસ્મિત વંદે મુનિ પ્રત્યે, ,,
,, બેસે તસ પદ પાસ, રાજહંસ જિમ સુવિગતિ. ,, ૨૦

,, ચૌદ પૂરવી તે ધર્મ, સપરિવાર **શિવને** કહે, ,,
,, વદે "સંસાર અસાર", સ્ફટિક ચિત્ત તે સવિ ગ્રહે. ,, ૨૧

,, **શિવ** પૂછે તેણી વાર,–" તુજ જોતા ચિત્ત ઉલસે, ,,
,, નયણ **સુજશ** સસનેહ, પૂરવ ભવ કહો કિમ હુસે ?" ,, ૨૨

## દૂહા

અવધિજ્ઞાને મુનિ કહે,—" અનુજ હતો તું મુજ,
વહાલો પૂરવ ભવ દિઓ, વ્રત કપટે મેં તુજ. ૧

**સૌધર્મે** સુર દોય થયા, પ્રીતિવંત વડભાગ,
ઈહભવ નિર્મમ હું થયો, તું તો હજી સરાગ. ૨

સાશ્રવ ઈતર અભ્યાસની, ઈહાં પરિણતિ છે મૂલ,"
શિવકુમાર વિનવે વદા, કરી હૃદય અનુકૂળ. ૩

## ઢાળ ૫ મી

[ હો સાહેબ, બાહુ—જિનેસર વિનવું—એ દેશી ]

"સુંદર, ઈહભવ પૂરવ ભવપરિ, વ્રત દેઇને તાર હો,
,, માત પિતા પૂછી આવું, તારહ તું નિરધાર હો.
સુંદર, પુણ્યે શુભ સંગતિ મિલે." ૧
,, **શિવ** જઇ માતપિતા તણી, માગે અનુમતિ સાર હો,
,, તે કહે-"ભગત જો અમ તણો, તો માને વ્રતનો નકાર હો." પુ૦૨
,, વ્રત લેવા અસમર્થ તે, માતપિતા વિણુ આણુ હો,
,, ભાવ યતિ હુઓ નિશ્ચયી, **સાગર ગુરૂ** સુપ્રમાણુ હો. પુ૦૩
,, ભોજન વેળાએ નવિ જમે, "ન રૂચે" ઉત્તર દેઈ હો,
,, રાજા ઇમ ઉદ્વેજિયો, **દૃઢધર્મને** કહેઈ હો. પુ૦૪
,, "જિમ તિમ **શિવને** વશ કરો, લુંજાવો ઇભ્યપુત્ર ! હો,
,, તનુ પિંજરથી નીકળે, જીવ પંખી હિઓ યત્ર હો." પુ૦૫
,, **દૃઢધર્મા** હવે આવીઓ, **શિવ** પાસે અભ્રાંત હો,
,, "**નિસીહી**" કહી ઘરમાં જઈ, ઇરિયાવહી પડિકત હો. પુ૦૬
,, દ્વાદશાવર્ત વદન દઇ, પૂંજી ભૂમિ બેઠ હો,
,, "**અણુજાણુહ મુજ**" ઇમ કહી, **શિવ** મન ચિત્ર પેઠ હો. પુ૦૭
,, "**સાગર** પાસે મુનિ તણો, એહવો વિનય મેં દીઠ હો,"
,, ઇમ કહે **શિવ**-"તું માહરો, વિનય તે કિમ કરે સિઠ્ઠ હો."પુ૦૮
,, ઇભ્ય કહે-શુભ ભાવ તે, નિશ્ચય વદન હેત હો,
,, ભાવયતિ તું, માહરો, તેણે વંદન સકેત હો. પુ૦૯
,, પણ એક તુમને પૂછવું, ભોજન ન કરો કેમ હો,
,, નિરવદ્ય તે કિહાં મળે, ઇભ્ય કહે આણું એહ હો. પુ૦૧૦
,, તું ગુરૂ મુજ તુજ શિષ્ય હું, એ નિશ્ચય સુપ્રમાણુ હો,
,, વય-પર્યાય જે શ્રુત કહ્યા, તે વ્યવહારના ઠાણુ હો. પુ૦૧૧
,, તિહાં દિન પક્ષ ન માસડા, સંવત્સર ન ગણાય હો,
,, મૂલ-ઉત્તર ગુણુ નવિ ચલ્યા, તે તો સમય ભણાય હો. પુ૦૧૨

,, નવિ મુંડીએ મુંડીતપણું, શિર મુંડન ન એકાંત હો,
,, વ્યવહારે હુએ તિશ્યા, નિશ્ચય નિજ વિશ્રાંત હો. પુ૦૧૩
,, ઘર રહેતો તું પણ યતિ, જ્ઞાન યોગ વ્યવહાર હો,
,, તેણે બે નય છે પ્રમાણીયા, સાચો એ સૂત્ર વિચાર હો.પુ૦૧૪

**न वओ इत्थ पमाणं, नय परियाओ विणिछियनयेणं ।**
**ववहारओ उ कीरइ, उभयनयमयं पुण पमाणं ॥ १ ॥**
**–इतिश्री आवश्यके ।**

વયનું ઇહાં પ્રમાણ નથી. પર્યાયનું પણ પ્રમાણ નથી. નિશ્ચય નયને વિષે. વલી વ્યવહાર નયનું પ્રમાણ કરીએ. ઉભય નયનો મત વળી પ્રમાણજ છે.

,, શિવ કહે–"આંબિલ અંતરે, તો હું છઠ્ઠ કરીશ હો,"
,, સામાચારી પડુ કરે, ઇમ્યિ તે તસ ઉપદેશ હો. પુ૦૧૫
,, તપ કરતાં ઇમ તેહને, વરસ વીત્યાં બાર હો,
,, માતપિતા અનુમતિ ન દિયે, લેવા સંયમ ભાર હો. પુ૦૧૬
,, આયુ પૂરી શિવ ઉપનો, બ્રહ્મલોકે એ દેવ હો,
,, હમણાં એહની છવી ઇસી, પહેલા ઇંદ્ર સ્વયમેવ હો. પુ૦૧૭
,, સાતમે દિન સુર એ ચવી, હોશે જંબૂ નામ હો,
,, છેલ્લો ઋષભસુત કેવલી, સગુણ સુજશ અભિરામ હો.પુ૦૧૮

**દૂહા**

તવ **વિદ્યુન્માલી** નમત, **પ્રસન્નચંદ્ર** ઋષિ રંગ,
પ્રિયા ચાર પૂછે ફરી, "કિહાં હોશે પ્રિય સંગ ?" ૧
ઋષિ કહે–"ઇહ પુરે **સમુદ્ર**, વલી **પ્રિયસમુદ્ર**, **કુબેર**,
**સાગર, ચાર** એ ઇભ્ય તસ, પુત્રી હોશો સમેર. ૨
તિહાં નરભવ તુમે એહશું, હોશે સંગમ રંગ,
મંગળમાળા તે લહે, જસ મન ધર્મે રંગ." ૩

**इति श्री जंबूस्वामिप्राकृतप्रबन्धे महोपाध्यायश्रीयशोविजयगणि-**
**समर्थिते प्रथमोऽधिकारः ।**

## ઢાલ ૬ ઠી

[ ઋષભનો વંશ રયણાયરૂ—એ દેશી. ]

હવે રે રાજગૃહ નગર છે, સકલનગર શણગારરે,
ઉજ્જ્વલ જિન-ગૃહ મંડળી, જિહાં હિમગિરિ અનુકારરે.
ચરિત્ર સુણો ગુણવંતનું. ૧
ચરિત્ર સુણો ગુણવંતનું, પવિત્ર હોયે જિમ કાનરે,
ચિત્ત ચમકે આવે ચાતુરી, વાધે મતિ વલે વાનરે. ચરિત્ર૦ ૨
જિહાં જિન ચૈત્યમાં ધુપનો, દેખી ધૂમ આકાશેરે,
મર્દલ ગર્જિત ઘન ભમે, શિખિ-તતિ નૃત્ય ઉલ્લાસેરે. ચરિત્ર૦ ૩
જેહમાં શૌધ સ્ફટિક દ્યુતિ, છબી મરકતની લાધીરે,
માનું ગંગા એ આવી ઝીલવા, યમુના રવિ અંક દાધીરે. ચરિત્ર૦ ૪
જેણે હરવી માનું જલનિધિ, દુઃખભર લંકા ઝંપાવીરે,
સુખ નવિ દાખે અમરાવતી, અલકા નામે જચાવીરે. ચરિત્ર૦ ૫
રાજ કરે તિહાં નરપતિ, શ્રેણિક જસ ગુણ શ્રેણિરે,
ત્રણ ભુવન માંહે વિસ્તરી, પાવન જેહવી ત્રિવેણિરે. ચરિત્ર૦ ૬
જેહને તેજે પરાભવ્યો, ભાનુ ભમે માનું ગગનેરે,
ઉષ્ણ હુઆ તસ કિરણ તે, તાસ અમર્ષને અગનેરે. ચરિત્ર૦ ૭
તાસ સભા માંહે શોભતો, ઋષભદત્ત હુઓ શ્રેષ્ઠિરે,
ધનદ તે તેહજ ધનપતિ, બીજો કુબેર તે હેઠીરે. ચરિત્ર૦ ૮
પથ-તરૂ-ફલ સર-જલ પરે, તસ ધન સવિ હિતે આવેરે,
જેહશું સુરતરૂ તોલિઓ, ઉંચો ગયો લઘુ ભાવેરે. ચરિત્ર૦ ૯
ઈંદ્ર તે જેહને નિત્ય રહે, કર અગ્રે શત કોટિરે,
ચંદ્ર તે સકલ કલા વર્યો, પદવી તસ સવી મોટીરે. ચરિત્ર૦૧૦
ધારિણી સધર્મચારિણી, ચિત્ત—ઠારણી હુઈ તાસરે,
કારણ સુખ દુઃખ વારિણી, મનોહારિણી સુવિલાસરે. ચરિત્ર૦૧૧

રૂપે તે રંભા હરાવતી, ભાવતી ચિત્ત જિન-વયણારે,
સુલલિત શીલ સોહામણું, સહજ સલુણડા નયણારે. ચરિત્ર૦૧૨
મિલીત રહે નખમાંસ જિઉં, તે દંપતી સસનેહોરે,
નવનવ રંગભરે રમે, એકજ જીવ દો દેહોરે. ચરિત્ર૦૧૩
એક દિન ધારિણી ચિંતવે, " સુત વિણુ શ્યો જમવારોરે,
સીંચે હૃદય જસ સુત અમી, તેહનો ધન અવતારોરે." ચરિત્ર૦૧૪
ચિંતાએ તિણે હુઇ દૂબલિ, નિર્બંધે પ્રિય પૂછેરે,
તેહ ચિંતા પ્રિય મને ઠવે, પણુ નવિ હુઇ નિજ ઓછીરે. ચરિત્ર૦૧૫
એ ચિત્ત દુઃખને વિસારવા, શેઠ વૈભારે તે પોહતારે,
વાયુ આરોહી ગગને ચઢ્યા, રથ-ઘોપે મૃગ બીહીતારે. ચરિત્ર૦૧૬
ગિરિ પ્રિય-હસ્ત આલંબને, ધારિણી ચઢી અલોભારે,
અંગુલિયે કરી દાખવે, પ્રિય ઉપવન તણી શોભારે. ચરિત્ર૦૧૭
" એહ બીજોરડી ફલ નમી, દાડિમ એ રાતે ફુલેરે,
મદન વિશિખે હૃદયે ગડે, જગત્રયને માનુ અમૂલેરે. ચરિત્ર૦૧૮
એ સહકારની મંજરી, કોકિલ કલરવ ગુરૂણીરે,
વિકસીત એહ કુસુમલતા, માનું હસિત તરૂ પરણીરે. ચરિત્ર૦૧૯
જંબૂ કદંબ પ્રિયાલ એ, તાલ તમાલ વિશાલરે,
જાઈ જૂઈ મચકુંદ એ, કંદ એ હર્ષના શાલરે. ચરિત્ર૦૨૦
મોટાં એ દ્રાખના માંડવા, સુઅડલા રૂઅડલા આવેરે,
મધુર એ મધુકર રણઝણે, સ્વાગત માનું જણાવેરે. ચરિત્ર૦૨૧
શ્રાદ્ધ યશોમિત્ર દેખિયો, ઋષભે તિહાં સિદ્ધપુત્રોરે,
"જાશો કિહાં" પૂછ્યું તવ કહે "ઇહાં સોહમ છે પવિત્રોરે. ચરિત્ર૦૨૨
આવો તો થાઉં અગ્રેસરી, વંદનનો ધરો ભાવોરે,"
દંપતી તેહ સાથે ચલ્યા, દીઠા મુનિ સુપ્રભાવોરે. ચરિત્ર૦૨૩
ક્રોધ-જલન શમ-જલધરૂ, માન મહા તરૂ હસ્તીરે,
દંભ ઉરગ વિષ જાંગુલી, લોભ સમુદ્ર અગસ્તીરે. ચરિત્ર૦૨૪

ઇંદ્રિય સકલ તે વશ કર્યાં, વશ કર્યો મનનો સંચારોરે,
આતમ ધ્યાનમાં ઝીલતાં, પામ્યા ભવતણો પારોરે. ચરિત્ર૦૨૫
તેહની દેશના સાંભળી, સિદ્ધ જંબૂ રૂપ પૂછેરે,
**ધારિણી** પણ અવસર લહી, કહે-"મુજ સુત છે કે નવિ છેરે?" ચરિત્ર૦૨૬
"સાવદ્ય મુનિ નવિ પૂછીયે," સિદ્ધ કહે-"જંબૂ નામારે,
એ અવસર પૂગે સુત હોસ્યે, સિંહસ્વપ્ન સુર ધામારે. ચરિત્ર૦૨૭
**ધારિણી** કહે-"જંબૂ દેવતા, ઉદ્દેશે તો હું કરશુંરે,
આંબિલ એકસો અહોતરા, ઇમ મનવંછિત વરશુંરે." ચરિત્ર૦૨૮
હવે મુનિ વંદી તે દંપતી, આવ્યા નિજ ઘરબારેરે,
સિંહ સ્વપ્ન દેખી અન્યદા, **ધારિણી** ચિત્ત ઉદારેરે. ચરિત્ર૦૨૯
કુખે **વિદ્યુન્માલી** અવતર્યો, દોહદ હુઆ શુભ પૂરારે,
સમય પુગે સુત જનમીયા, **સુજસ** વિલાસ પંડૂરારે. ચરિત્ર૦૩૦

દૂહા

સ્વર્ણ-પાત્ર અક્ષત ભર્યા, મંદિર **ઋષભ** પઈઠ,
નાદપૂર હુઓ તૂરનો, નાચે બાલા ઈઠ. ૧
કુલ-વધૂ કર દુર્વાંકુરે, હરિત હુઆ પદ-ઠાણ,
ધવલ મંગલ ઓત્સવ ભરે, મોટા હુઆ મંડાણ. ૨
કરે દેવ-ગુરૂ-પૂજના, **ઋષભદત્ત** સવિશેષ,
યાચક દાન દિએ ઘણા, માને સ્વજન વિશેષ. ૩
જંબૂતરૂ નામે દિએ, "જંબૂ" ઇતિ સુત નામ,
વાધે સાથે મનોરથે, હુઓ મધ્યમ સુખધામ. ૪

## ઢાલ ૭ મી

[ ચંદનબાલા બારણેરે લાલ—એ **દેશી.** ]

તેહજ પુરી વ્યવહારીઓરે લાલ, **સમુદ્રદત્ત** હુઓ ચંગ, ગુણધારીરે,
**પદ્માવતી** તેહની પ્રિયારે લાલ, લાવણ્ય શોભિત અંગ, સુખકારીરે,
પુણ્યે સુખ જશ પામીએ હો લાલ. ૧

બીજો **સમુદ્રદત્ત** શોભતોરે લાલ, સંપદાયે તે સમુદ્ર ગુ૦
**કનકમાલા** તેહની પ્રિયારે લાલ, કમલારૂપ સમુદ્ર સુ૦ પુ૦ ૨
ત્રીજો **સાગરદત્ત** તસપ્રિયારે લાલ, **વિનયશ્રી** અભિરામ ગુ૦
ચોથો **કુબેરદત્ત** ભામિનીરે લાલ, તાસ **ધનશ્રી**નામ સુ૦ પુ૦ ૩
એ દંપતીથી સુતા હુઇરે લાલ, **વિદ્યુન્માલી** નારી ગુ૦
ચારે રૂપે સોહામણીરે લાલ, પૂરવભવ અનુસાર સુ૦ પુ૦ ૪
**સમુદ્રશ્રી** પહેલી જાણીયેરે લાલ, બીજી **પદમશ્રી** ઉદાર ગુ૦
**પદમસેના** ત્રીજી ભલીરે લાલ, ચોથી **કનકસેના** સાર સુ૦ પુ૦ ૫
ઇભ્યકનકસેન તસ પ્રિયારે લાલ, **કનકવતી** અભિરામ ગુ૦
**શ્રમણદત્ત** ધનીને હુઇરે લાલ, **શ્રીષેણા** રતિધામ સુ૦ પુ૦ ૬
**વીરમતી વસુષેણ**નેરે લાલ, **વસુપાલિત**ને **જયસેન** ગુ૦
ચાર સુતા એ ચારનેરે લાલ, હુઇ વિશુદ્ધ વિનયેન સુ૦ પુ૦ ૭
**નભસેના** બહુ ગુણભરીરે લાલ, **કનકશ્રી** પુણ્યવંત ગુ૦
**કનકવતી જયશ્રી** ભલીરે લાલ નામ ધામ ઉહ્લસંત સુ૦ પુ૦ ૮
માનું મન્મથ જયધ્વજારે લાલ, આવેદીમની એહ ગુ૦
રણકે તીમણીગણ કીંકણીરે લાલ, સુંદરતનુ સસનેહ સુ૦ પુ૦ ૯
તે આઠ કન્યાના પિતારે લાલ, **ઋષભ**ને કહે કરજોડ ગુ૦
" માગું છું એક તુમ પ્રતેરે લાલ, પુરો મનના કોડ સુ૦ પુ૦ ૧૦
તુમ સુત એહો કન્યાતણોરે લાલ, **દક્ષજા**નો જિમ ચંદ ગુ૦
**મહાનદીનો** જેમ સાગરૂરે લાલ,ભર્તા થાઓ અમંદ" સુ૦પુ૦ ૧૧
**ઋષભે** વચન તે માનિયુંરે લાલ,"એ તો ખીર ખાંડનો યોગ ગુ૦
સરખા સરખી જોડલીરે" લાલ, સૌએ પ્રશંસે લોગ સુ૦ પુ૦ ૧૨
" જંબૂને દીધી અમેરે લાલ, ભલુંરે કીધું કીરતાર" ગુ૦
કન્યા હર્ષ ધરે ઘણોરે લાલ,"પામ્યો ભલો ભરતાર" સુ૦ પુ૦ ૧૩
એણે અવસર તિહાં આવિયારે લાલ, શ્રી **સોહમગણધાર** ગુ૦
જંબૂ કુમાર ગયા વાંદવારે લાલ, સાંભળી દેશનાસાર સુ૦ પુ૦ ૧૪

જંબૂ મન તેહ દેશનારે લાલ, ચંદ્ર ઉદયથી તુંગ ગુ૦
સાયર સમ વધતો હુઆરે લાલ, ભવ વૈરાગ્ય તરંગ સુ૦ પું૦ ૧૫

પ્રણમી સોહમને કહેરે લાલ, "ઈહાં રહેવું તુમે તામ ગુ૦
પુછી આવું માતતાતનેરે લાલ, વ્રત લીઉ આતમરામ" સુ૦ પું૦ ૧૬

ગણધરવર તેહ પડિવજેરે લાલ, જંબૂ આવે નગરદ્વાર ગુ૦
હયગય રથ સંકુલ તિહાંરે લાલ, ન લહે માર્ગ લગાર સુ૦ પુ૦ ૧૭

ચિંતે–"ઈહાં જો પરખિયેરે લાલ, તો અતિવેલા થાય" ગુ૦
બીજે દ્વારે આવીયોરે લાલ, તિહાંવપ્રે યંત્ર સજાય સુ૦ પુ૦ ૧૮

યંત્ર આલંબી મહા શિલારે લાલ, પડતી વજ્ર સમાન ગુ૦
ચિંતે–"પરચક્ર ભય થકીરે લાલ, ન ગણ્યા એ દુર્ધ્યાન સુ૦ પુ૦ ૧૯

ઉપર જો એ શિલા પડેરે લાલ, જાતાં ઇણે મગ્ગ, ગુ૦
તો કુમરણ હુએ જીવનેરે લાલ, તો સદ્ગતિ તરુઅગ્ગિ સુ૦ પુ૦ ૨૦

સ્વારથ ભ્રષ્ટ ન હું કિમેરે લાલ, ફરી જાઉં સોહમ પાસ" ગુ૦
યાવજ્જિવ બ્રહ્મ વ્રત લિઓરે લાલ, તિહાંજઈમન ઉલ્લાસ સુ૦ પુ૦ ૨૧

ઘર જઈ માતપિતા પ્રતેરે લાલ, કહે–"મુજ અનુમતિ દિઓ, ગુ૦
એ સંસાર અસાર છેરે લાલ, દુઃખરૂપી દુઃખ હેઉ" સુ૦ પુ૦ ૨૨

રોતા માતપિતા કહેરે લાલ, અમ આશા તરુવાય ગુ૦
ઇણિ અવસર વછ કાં થયોરે લાલ, તુજ વિરહો ન ખમાય સુ૦ પુ૦ ૨૩

યૌવનવય માંહે ભોગવોરે લાલ, ભામિની કેરા ભોગ ગુ૦
વયવીતે સાથે અમેરે લાલ, આદરશું વ્રત યોગ સુ૦ પુ૦ ૨૪

કદલીદલ કોમલ કિહાંરે લાલ, યૌવનવય તુજ દેહ ગુ૦
કિહાંવ્રત કઠિન મેલાવડોરે લાલ, કેલિકથેરનો એહ સુ૦ પુ૦ ૨૫

પુરુષ કઠિન સવિ સાંસહેરે લાલ, તોયે આઠ કન્યા તુજ હેત ગુ૦
આવી તે પરણી કરીરે લાલ, પુરો મુજ શ સંકેત" સુ૦ પુ૦ ૨૬

દૂહા

કુમર કહે બુદ્ધિવંત તેવ,–"કરૂં હું તુમ આદેશ
વ્રત લેતાં મતવારજો, પછે તુમે લવલેશ ૧
સ્વામી ગુરૂ માતાપિતા, ત્રણે દુઃપ્રતિકાર,
તિણે તુમ અનુમતિ માગીએ, એહ ઉચિત વ્યવહાર ૨
ભૂખ્યાને ભોજન થકી, જિમ વારવું ન હોય,
વ્રત અર્થીને વ્રતથકી, તિમ વારવું ન જોય." ૩
માતપિતા એમ પડિવજે, કન્યા તાતને વાત,
કહે–"તુરત પરણ્યા પછી, વ્રત લેશે અમ જાત. ૪
વિવાહ અણુવિવાહનો, પૂર્વ પક્ષ કરો દૂર,
જે સિદ્ધાંત હુએ તેહ કહો, કરી ચિંતના ભૂરિ." ૫
આઠ ઇભ્ય મુંઝી રહ્યા, "શ્યો કરવો આલોચ?"
તે સાંભળી કન્યા કહે, "એ ન ઘટે સકોચ. ૬
એકવાર બોલે નૃપતિ, ન ફરે તિમ મુનિવાણુ,
એકવાર કન્યા દિએ, પિતા! એ નીતિ પ્રમાણ. ૭

सकृत् जल्पन्ति राजानः सकृत् जल्पन्ति साधवः
सकृत् कन्याः प्रदीयन्ते त्रिण्येतानि सकृत् सकृत् ॥१॥

જંબૂને દીધી અમે, તેહજ ગતિ, તે ત્રાણ,
કાયાને છાયા પરે, એકજ રીતિ પ્રમાણ." ૮
કહે વાત સવિ ઋષભને, તે કન્યાના તાત,
"*થાઓ રાજી વિવાહને, માની પહેલી વાત,*" ૯

## ઢાલ ૮ મી

[ ત્રિગડે પ્રભુ સોહેરે—એ દેશી ]

પૂછ્યા જોષી ઋષભેરે, હવે ધનપતિવૃષભેરે,
દિન સાતમે વિવાહ લગન પ્રમાણીયોરે. ૧

એક ચિત્ત જિમ ભાઈરે, કરે સબલ સજાઈરે,
વિવાહ વડાઈ શુચિ મંડપ રચે રે. ૨
ચંન્દ્રુઆ તિહાં રાજેરે પંચ વરણા દિવાજે રે,
સંધ્યા અભ્ર સમા જે માનું મંડીરે. ૩
તિહાં મોતી માલારે, સોહે ઝાક ઝમાલારે,
માનું ન્યાસ વિશાલા ચંદ્રાતપ તણારે. ૪
જલ પલ્લવ પવનેરે, સોહે તોરણ ભવનેરે
માનું મંડપ તેડે વરને ઉતાવલોરે. ૫
સાથિયડે ધરિયારે, તિહાં મોતી વિસ્તરીયારે,
માનું બીજ એ ભરિઆ મંગલ તરુતણારે. ૬
વચ્ચે મણી છબી રાતીરે, આવી લખમી ઉજાતીરે,
પદ યાવ કથા તે શોભા તે બનીરે. ૭
જંબૂ ઘાલ્યો વાનેરે, પટ કુસુંભ વિધાનેરે,
નવ આતપ માને રવિ જિમ સોહીઓરે. ૮
તે કુંઅરને કુંઅરીરે, જાણે અમરને અમરીરે
વર મંગળ સ્નાન કરાવ્યા શુભ ક્ષણેરે. ૯
નીચોઈનું પાણીરે, નાહ્યા જંબૂ શિર જાણીરે,
" લોચ હુકડો માનું એ કેશ આંસુ ઝરેરે " ૧૦
ગંધકારી અધિવાસેરે, જંબૂ કેશ ઉલ્લાસેરે,
ધરે ધૂપ કપૂર અગરનો ઉત્તંસતારે. ૧૧
ધમ્મિલને બાંધ્યોરે, સુદામ પ્રસાધ્યોરે,
શૃંગાર આરાધ્યો માનું રોએ રૂપથીરે ૧૨
મુખ કમળ તે પાસેરે, હંસ યુગલ વિલાસેરે,
મોહે કુંડલ મોતીના જંબૂ પહેર્યારે. ૧૩
પહેર્યો હાર મોતીનોરે, સોહે જંબૂ નગીનોરે,
લાવણ્ય નદીનો ફેન જિસો બન્યોરે. ૧૪

ચંદન શુચિ અંગોરે, મૌક્તિક સર્વાગોરે,
જાણે તારાશું રંગે ચંગે શશી બન્યોરે. ૧૫
હોય વસ્ત્ર તે પહેરેરે, વિવાહ મંગળ ગહરેરે,
હસીયાવડ પડવડ અંગજ ઋષભનોરે. ૧૬
જાત્ય અશ્વ આરોહેરે, છત્ર મધુર સોહેરે,
જન મોહે જગ કોહે બીજો તસ સમોરે? ૧૭
ગાયે જઈ મંગલરે, વાજે ભેરી ભુંગળરે,
સરણાઈ તે સરલી સઘલે ચહચહેરે. ૧૮
ઝાલરી ઝંકારેરે, માદલ દઉકારેરે,
વર તુરીય પ્રકારે ગગન રવ પુરીઓરે. ૧૯
લૂણ ઉતારે પાસેરે, હોય વધૂ ઉલ્લાસેરે,
બંદી બિરૂદ ભણે તે મંડપ આવીયારે. ૨૦
સુવાસની દિએ અર્ઘોરે, દધિ આદિમ હર્ઘોરે,
તિહાં જંબૂકુમાર કુમાર સમાનનેરે. ૨૧
મંન શુભ સંદર્ભિતરે, પગ અગની ગર્ભિતરે,
ભાંજે શરાવ સપુટ તે માતૃ ગૃહે ગયોરે. ૨૨
તે કુમરી સાથેરે, તિહાં બેસે હાથેરે,
જંબૂ કૌતુક વિવાહ મંગલ અનુગૃહેરે. ૨૩
હુઈ લગનની વેળારે, થયા ચોરી ભેળારે,
જંબૂ પરણ્યા તે કુમરી પિતૃ ઉપરોધથીરે. ૨૪
તારામેલે હરખીરે, કૌતુક સુખ વરષીરે,
શુચિ મંગલાવર્ત્ત ઈમ ઝપકે હસ્તરે. ૨૫
અવહિત સુત દાનેરે, અંચલ મોક્ષ વિધાનેરે,
અસુવાલી નતી મુદિત તે અંકારોપણેરે. ૨૬
ઈમ સુતને વિવાહેરે, ધારણી ઉત્સાહેરે,
સુખ પામી સુત પરણે રમણી જસ વરેરે. ૨૭

દૂહા

દાન વધૂવરને તિહાં, કનકતણો હુઓ ઢેર,
જે દેખી - પ્રભુપદ ફરસ, ચરિત અનુભવ મેર. ૧
મંગલ દીપ કર્યા હુઆ, ધવલ મંગલ ગીત,
જંબૂ-પરણી સ્ત્રી સહિત, પહોત્યા સ્વઘરે વિનીત. ૨
નમે પ્રથમ કુલદેવતા જિનવર શિવ તરૂ મૂલ,
તવ કંકણ મોક્ષણ હુઓ, વધૂ-વરનું અનુકૂલ. ૩
ઋષભદત્ત ધારિણી પછે, પૂજે જંબૂ પતિસાર,
જંબૂ અલંકૃત સ્રી સહિત, આવ્યા વાસાગાર. ૪
અહો રહત જંબૂ તિહાં, નિર્વિકાર પ્રિયાપાસ,
ગોરો કોરો કોણ રહે, મશી ઓરો કરી વાસ? ૫

ઢાળ ૯ મી

[ શંખવચ્છન વજ્રધર સ્વામિ એ દેશી.]

હવે છે એક જયપુર દ્રગ, વિંધ્યાચલ પાસે ઉત્તંગરે જંબૂ
જયકારી.
તિહાં વિંધ્યનામા છે રાય, સુત પ્રભવને પ્રભુ દોય ભાયારે
જંબૂ જયકારી ૧
વડો પ્રભવ છતે પણ પ્રાજ્ય, લઘુ ને તેણે દીધુ રાજ્યરે જં૦
નીકળ્યો પ્રભવો અભિમાની, વિંધ્ય વિષમે કરી રાજધાનીરે જં૦ ૨
તે ખાત્ર ખણે, બદી જાલે, પથપાડે, રહે ઉલો ભાલેરે જં૦
તેહના ચર દસદિશ હેરે, એકદિન આવી પ્રેરેરે. જં૦ ૩
"જંબૂની ઋદ્ધિ છે મોટી, તે આગે ધનદની ખોટીરે, જં૦
વિવાહ મંગલ વ્યવહારી, મિલીયા છે બહુ ધનધારીરે. જં૦ ૪
તિહાં જઇએ આપણ સ્વામિ! તે સંપદા જાણો પામીરે" જં૦
ઈમ સુણી પ્રભવો તિહાં આવે, દોય વિદ્યા મનમાંહે ભાવેરે જં૦ ૫
વિદ્યા અવસ્વાપિની એક, તાલુ ઉઘાડણી બીજી વિવેકેરે જં૦
તે બલ ગર્વિત અસરાલે, જિમ મૃગપતિ દાઢને ફાલેરે જં૦ ૬

કરી **અવસ્વાપિની**એ પ્રયોગ, ઉંઘાવે સઘલા લોકરે, જં૦
જંબૂપ્રતે જોર ન ચાલે, ઘન પવને ગિરિકિમ હાલેરે? જં૦ ૭
દેખી ભૂષણ મણિ ભલા વાઘા, સૂતાના લેવા લાગારે, જં૦
ચોર ઉપરે તે નવિ કોપે, નવિ મનમાં ક્ષોભ આરોપેરે. જં૦
લીલાએ કુમાર તે બોલે, "વિશ્વાસી એઈભિકિમ ખોલેરે, જં૦
હું જાગુંછું પોહરીઓ, મત કરસો એહાને અરીઓરે" જં૦ ૮
મહાપુણ્ય કુમારનો શોર, સુણી થંભ્યા સઘળા ચોરરે. જં૦
પલ્લીયુક્ત **પ્રભવો** દેખે, જંબૂ કરે કરણી લેખેરે. જં૦ ૯
"હું વિંધ્યરાય સુત **પ્રભવો**, નામે આપ જણાવે વિભવોરે જં૦
મુજ શું મિત્રાઈ કીજે, અણમિલતે ન મિલીએ બીજેરે જં૦ ૧૦
**થંભણી**, **મોક્ષણી** દોયવિદ્યા, મુજને દ્યો મિત્ર અભિદ્યારે જં૦
તુમે લો **સોવાણી** વિદ્યા, તાલ ઉઘાડન સજ્જારે." જં૦ ૧૧
જંબૂ કહે "લછી છડી, મેં વ્રત લેવા રઢ મંડીરે જં૦
એ વિદ્યાનુ શુ કામ, મારે આવ્યુ છે મન ઠામરે" જં૦ ૧૨
સંહરી **અવસ્વાપિની** નામ, **પ્રભવો** પ્રણમે ગુણધામરે જં૦
કૃત અંજલિ જંબૂ આગે, હવે બોલે બહુલે રાગેરે. જં૦ ૧૩
"વરભિત્ર તરુણવય માણો, એ વયમાં ભોગ પ્રમાણોરે જં૦
અનુકંપો આઠ નવોઢા, તુમે નિપુણ કહાવો છો પોઢારે. જં૦ ૧૪
પછે ભુક્તભોગ ફલ દીક્ષા, લેજો માનજો મુજ શિક્ષારે, જં૦
કોણે નકહિઓ ઈમગત કહેશો, ઈમ સુખ જસલીલા લેશોરે" જં૦ ૧૫

## દુહા

જંબૂ કહે-"સુખ વિષયનુ-અલ્પ, અપાય અનંત,
શુ તેણે? શમ સુખ ભલું, આતમરામ રમત. ૧
સર્વ વિષય કષાય જનિત, જે સુખ લહે સરાગ,
તેહથી કોટિ અનત ગુણ, સુધા લહે ગતરાગ. ૨
સરસવથી પણ વિષયસુખ, અતિ થોડું દુઃખ કોડ,
ઈહાં મધુબિંદુ રસકથા, સાંભળી આળસ" છોડ." ૩

## ઢાળ ૧૦ મી

[ જીહો રાયનો દેશ રળીયામણો—એ દેશી ]

" જીહો એક પુરૂષ દેશાંતરે, લાલા ભમે તિહાં સાથ લુંટાય,
જીહો પેઠો અટવીએ સાથ તે, લાલા ચોર તિહાં ધાય જાય
ચતુરનર ! વિષમ વિષય રસ જોય ૧

જીહો ચોર તે વાઘ સમા સવે લાલા લુંટવા પ્રાચારે સાથ,
જીહો મૃગ પરિનાઠા સાથના, લાલા બહુલા લોક અનાથ. ચ૦ ૨
જીહો સાર્થહીન તે મહાટવી, લાલા પેઠો કંઠગત પ્રાણ
જીહો ધાયો તે પ્રત્યે હાથીઓ, લાલા સાથીઓમાનું ચમરાણ ચ૦ ૩
જીહો મદઝરતો અણમાયતો લાલા માનુ નિજ તનુબલરસપૂર,
જીહો ઉંચી સૂંઢ કરે ઘણું, લાલા પાઠશે અભ્ર સસૂર, ચ૦ ૪
જીહો ચાંપતો ભુંઈ ચરણે કહે, લાલા માનું કાં તું ધરે દિશિનાગ
જીહો સજલ જલદ પરે ગાજતો, લાલા ત્રેવડે હરિગજ છાગ,ચ૦૫
જીહો કુંકારે તે જલકણે લાલા પૂઠે હણ્યો ગજ તેહ,
જીહો લડથડતો કદૂક પરે, લાલા પહોંચ્યો કૂપ અછેહ ચ૦ ૬
જીહો ગજ અવશ્ય જીવિત હરે, લાલા કૂપે નોચું કીમેક
જીહો ઈમ ચીંતી ઝંપા દીએ, લાલા આશા ન ટલે છેક, ચ૦ ૭
જીહો અવટ તટે વટ એક છેરે, લાલા લાંબો કુએ તસપાદ,
જીહો તેહ આલબી તે કરે, લાલા રજ્જુબદ્ધ ઘટવાદ ચ૦ ૮
જીહો કરી કૂપે સૂઢ કરી, લાલા મસ્તક ફરસે તીસ,
જીહો પણ તે લઈ નવિ શકે, લાલા જિમ નિધિ અપુણ્યપ્રકાશ ચ૦ ૯
જીહો કુઆમાંહે બીજો કુઓ, લાલા વદન વિકાસી રહંત,
જીહો તે દેખે અજગર તિહાંરે, લાલા જોતાં હેઠે મહંત, ચ૦ ૧૦
જીહો ચિહું પાસે દેખે અહિરે, લાલા સહી યમ મહીપતિ મિત્ર
જીહો રોષે ધમની પરે ધમધમે, લાલા માંડે ફણ ગણ છત્ર ચ૦ ૧૧

જીહો શ્યામ શ્વેત મૂષક બેહુ, લાલા છેદવા તે વટ પાદ,
જીહો દંત ક્રકચ ગોચર કરે, લાલા ચટચટ ઉપજે નાદ. ચ૦ ૧૨

જીહો વન ગજ તે અણુ પહોંચતો, લાલા હલ્લોલે વટશાખ,
જીહો ઉડી મધપુડા થકીરે, લાલા કરડે તે માંખ લાખ. ચ૦ ૧૩

જીહો લક્ષ મક્ષિકા રૂદ્ધ તે, લાલા સર્વાંગે કૃત પક્ષ,
જીહો નીકળવા તે કૂપથી, લાલા માનું સજ્જ હુઓ પ્રત્યક્ષ. ચ૦ ૧૪

જીહો વટ લખિત મધુકોશથીરે, લાલા વદને પડચો મધુબિંદુ
જીહો લાગી લલાટે લુઠી કરી, લાલા ગળણીએ જિમજલબિંદુ ચ૦ ૧૫

જીહો તેહ આસ્વાદ તે સુખ ગણે, લાલા ઉપનય ઇહાં સુણોસાર,
જીહો "પુરૂષ તે સંસારી કહ્યો, લાલા અટવી તે સસાર ચ૦ ૧૬

જીહો મરણ ને વન વારણ ગણ્યો, લાલા મનુજ જનમ તે રે કૂપ,
જીહો નરક તે અજગર જાણીએ, લાલા ક્રોધાદિક અહિરૂપ. ચ૦ ૧૭

જીહો વડવાઇ તે આઉખું, લાલા મૂષક તે દોય પક્ષ,
જીહો કાલોને ધોલો મળે, લાલા વડવાઈ ક્ષય દક્ષ. ચ૦ ૧૮

જીહો વ્યાધિતે જાણો મક્ષિકા, લાલા વિષયનુ સુખ મધુબિંદુ,
જીહો તિહાં કોણ રાગ ધરે કૃતી, લાલા સુકૃત કુમુદવન ઇંદુ. ચ૦ ૧૯

જીહો દેવ વિદ્યાધર કોઇ વડો, લાલા કૂપથી ઉદ્ધરે તેહ,
જીહો કહો તે તસ ઇચ્છે નવા ?" લાલા પ્રભવ કહે—સસનેહ ચ૦ ૨૦

જીહો "ઉપકારી ઇચ્છે નહિ, લાલા કોણ આપદ જલ નાંવ,"
જીહો જંબૂ કહે "કિમ હું ત્યજું, લાલા તો ગુરૂ સુજશ પ્રભાવ. ચ૦ ૨૧

દુહા

દુ:ખ ઘણું ભવ કૂપમા, સુખ મધુબિંદુ સમાન,
ઉદ્ધારશે આવી મળ્યો, સદ્ગુરૂ ધરી વિમાન. ૧

કૂપથકી નવિ નીકળે, ગુરૂ ધરે જ્ઞાન વિમાન,
તે અભાગ્ય શેખર તણું, જાણો જૂઠ ગુમાન." ૨

પ્રભવ કહે-"માતા પિતા, સ્નેહલ તુજ છે મિત્ત,
રાગિણી એ ગૃહિણી ત્યજીશ, કિમ તું નિઠુર ચિત્ત." ૩
જંબૂ કહે-શો બધુને, સંસારે પ્રતિબંધ
કુબેરદત્ત કથા સુણો, તેહથી છે બહુ બધ. ૪

## ઢાળ ૧૧ મી

[ ઝાંઝરીયા મુનિવર—એ દેશી ]

**મથુરા** નગરીમાં હુઈજી, ગણિકા એક ઉદ્દામ,
સેના મનમથ રાયનીજી, **કુબેરસેના** તસ નામ.
સુવિવેક વિચારો, સ્યો બાંધવ પ્રતિબંધ. ૧
મોહે મુંઝયા નવિ લહેજી, તત્ત્વ ફિરે જિમ અંધ. સુ૦ ૨
પામી પહેલા ગર્ભથીજી, ખેદતણું તેહ પુર,
માત દેખાવે વૈદ્યનેજી, નાડી જુએ તે અદ્દૂર સુ૦ ૩
નાડી જાને તેહનેજી, વૈદ્ય કહે-" એ અરોગ,
દુઃખહ કારણુ કલેશનુંજી, ઉદર યુગલનો છે યોગ. સુ૦ ૪
પ્રસવ અવધિ એ વ્યાધિ છે જી" મા કહે-"ગર્ભને પાડ"
વેશ્યા કહે-"કીમ પાડીયેજી, ગર્ભ જે લખ્યોરે નિલાડ" સુ૦ ૫
ગર્ભ કલેશ સહી અતિ ઘણોજી, દારક દારિકા દોય,
તે પ્રસવી માતા ભણેજી, "નાખો એ વૈરી જોય. સુ૦ ૬
ઉદર થકે જેણે દુઃખ દિયોજી, ઉદરથી પડિયોરે તેહ,
યુગલ બાહિર નાખીયેજી, મલિપરે મ ધર નેહ." સુ૦ ૭
વેશ્યા કહે-" દશ દિન રહોજી, પોષું સ્તન્યેર એહ,"
જિમ તિમ માને ઇગ્યારમોજી, દિન આવ્યો ખયનેહ. સુ૦ ૮
કુબેરદત્ત . કુબેરદત્તાજી, નામ મુદ્રા કરે દીધ,
પેટી રતનભરી તિહાંજી, બાલક થાપણુ કીધ. સુ૦ ૯

પેટી યમુનામાં ધરીજી, તરતી ગઈ જિમ હંસ,
નયનાંજલી જલ જાતનેજી, દેતી ફરી વેશ-વતંસ. સુ૦ ૧૦

સૌરીપુર બારે ગઈજી, પેટી પ્રભાતે ઉદાર,
ઇભ્ય સુતે દેખી ગ્રહીજી, તે નિજ ભાગ્ય સંભાર. સુ૦ ૧૧

એક બાલ એક બાલિકાજી, તે દેખી તેહ લહત,
ભ્રાતૃ ભાંડ તે બોલખેજી, નામ મુદ્રાક્ષર તંત. સુ૦ ૧૨

ઇભ્ય ઘરે દોયે વધેજી, લાલ્યા પાલ્યારે યત્ન,
કલા જાણુ અનુક્રમે હુઆજી, પામ્યા યૌવન રત્ન. સુ૦ ૧૩

જાણી સરખી જોડલીજી, પરણાવ્યા માંહોમાંહ,
ચતુરાઈ શુરૂ યૌવનેજી, સ્મર ધર્યો અંગે ઉત્સાહ. સુ૦ ૧૪

દ્યૂત રમે તે અન્યદાજી, વધૂ વર પ્રેમ તરંગ,
કુબેરદત્તની મુદ્રિકાજી, આવી વધૂ સખી ઉત્સંગ સુ૦ ૧૫

કુબેરદત્તા તે જુએજી, નાણા પરે પરખંત,
દોય મુદ્રા પરિ ચટકલેજી, "ભાઈ બેન અમે તત સુ૦ ૧૬

ભ્રાતૃ ભાંડ અમે તે ભણીજી, નાવે દંપતિ બુધ"
દોય કુબેર કરે દિયેજી, મુદ્રા ઇમ કરી શુદ્ધ. સુ૦ ૧૭

કુબેરદત્ત પણ તે દોય મુદ્રા, દેખી પામ્યોરે ખેદ,
કુબેરદત્તાને મુદ્રા આપી, માને પૂછેરે ભેદ. સુ૦ ૧૮

"ઉવરસ સુત અપવિદ્ધ તથા હું, દત્રિમ કૃત્રિમ તુજ્ઝ,
કે બીજો સુત કેવો માતા, સુતનું છે બહુ ગુજ્ઝ." સુ૦ ૧૯

આગ્રહ ગહિલે તેણે ઇમ પૂછી, સા કહે મૂલ વૃતાંત,
કહે કુબેર-"તો શું ઇમ કીધું," સા કહે-"સરખા અત્યંત સુ૦ ૨૦

જુગતી જોડી અવર નથીજી, તેણે અમે રચ્યો એ વિવાહ,
હજીય સંબધ થયો નહિ બીજો, કરો તુમે ઉચિત ઉછાહ." સુ૦ ૨૧

કુબેરત્તાને એ સર્વ જણાવી, "તુમે કરી આવો વ્યાપાર,
ખેમે કુશળે તુમે ઘર આવ્યે, બીજો કરશું વિચાર" સુ૦ ૨૨

કુબેરદત્તાને તેણે કહ્યુંજી–"માત પિતા ઘર જાઓ,
ડાહ્યાં છો તુમે ડાહ્યું કરજો, કર્મના કઠિન ઉપાય." સુ૦ ૨૩

કુબેરદત્ત ઇમ તેહનેજી, શીખવી મથુરા જાય,
વ્યાપારે ધન અર્જિત ઇચ્છાયે વિલાસે, કુબેરસેના કરી નાર. સુ. ૨૪

કુબેરદત્તા પણ માને પુછી, તિમ જાણી વ્રત લેઈ,
મુદ્રા ગુપ્ત ઠવી તપ તપતા, અવધિજ્ઞાન લહેઈ. સુ૦ ૨૫

કુબેરદત્તભાઈ સા દેખે, સબલ અકર્જ કરંત,
પુત્ર હુઓ તસ કુબેરસેના નિજ, નારીશું રંગ રમંત. સુ૦ ૨૬

તે પ્રતિ બોધવા મથુરા નગરીયે, આવી સાધવી સમેત,
કુબેરસેનાને "ધર્મલાભ" દેઈ, માગે વસતી સંકેત સુ૦ ૨૭

કુબેરસેના કહે–"હું 'પણનારી', પણ હમણા એક ભર્જ,
કુલવધૂ સરિખો ઉચિતાચારે, ભલોરે પ્રસાદ કીયો અર્જ. સુ૦ ૨૮

નિજઘર પાસે વસતી વર દેઈ, કુબેરસેના કરે સેવ,
અજ્જા ચરણ કમળને આગે, બાળક ઠવે નિજ દેવ. સુ૦ ૨૮

બોધિ લહે જેહ જેહ પ્રકારે, તે પ્રતિબોધીએ તેમ,
ક-ખ, દ-ધને દષ્ટાંતે અજ્જા, હુલરાવે સુત એમ. સુ૦ ૨૯

"ભાઈ તું બેટો તું માહરો, દેવર, સુત, તું ભત્રીજ,
પીતરીઓ, પૌત્રો, તુજસ્યુ; ખટ સંબંધના બીજ. સુ૦ ૩૦

ભાઈ, પિતા, પિતામહ, ભર્તા, બેટો, સસરો તેહ,
ખટ્ સંબધ ધરૂ છું તાહરા, જનકશું હું સસનેહ. સુ૦ ૩૧

માતા, પિતા-મહી, ભોજાઇ, વહુ, સાસુ, વળી શોક,
ખટ સબંધ ધરે છે તુજસ્યુ, માતા તુજ અવલોક." સુ૦ ૩૨

કુબેરદત્ત કહે તે નિસુણી, "શું બોલો છો વિરૂદ્ધ,
ભાંજો ભ્રમ આજ્જે દગ જ્ઞાને, તુમે છો સુજશ વિશુદ્ધ." સુ. ૩૩

દૂહા

અટપટ વયણે એહવે, ચટપટ ધરે કુબેર,
અર્જુ ખટપટ ભાજશે; લટપટ ન રહે મેર, ૧
ગુણ બાંધ્યો ઘટ જિમ લહે, કૂપ થકી વરનીર,
કવિ વયણે લાગ્યો લહે, તિમ મન અર્થ ગંભીર. ૨

## ઢાળ ૧૨ મી

[ જિનવર પૂજેરે ભાવશુ.—એ દેશી ]

સાધ્વી ભાખે સોહામણું,- "સાંભળો એહનો વિચારકે,
માતા એકજ અમતણી, તેણે ભાઈ નિરધારકે. સા. ૧
બેટો મુજપતિનો જણ્યો, પતિ લઘુભાઈ તે થાય કે,
દેવર, ભ્રાતાનો બેટડો, તેણે ભત્રીજ કહાય કે. સા૦ ૨
ભાઈ માતાના પતિ તણો, પીતરીઓ તેણે હોય કે,
બેટો માહરી શોકે જણ્યો, શું જુદું કહીયે જોય કે ? સા૦ ૩
ભાઈ એ એ બાળકનો પિતા, મુજતસ જનની છે એકકે,
મુજ માતા પતિ તે ભણી, બાપ કહીજે તે છેક કે. સા૦ ૪
પિતરીઆનો જે છે પિતા, કહુંઅ પિતામહ એહ તો.
હું પણ પરણી તેણે પતિહુઓ, શોકે જણ્યો સુત દેહતો. સા. ૫
સસરો દેવરનો પિતા, માતા એહની મુજ માતતો,
એક કુખેથી દોય ઉપન્યા, ખોટી નહિ એહ વાતતો. સા૦ ૬
પિતરીઆની માતા ભણી, માહરે પીતામહી એહકે,
ભાઈની ભગિની ભોજાઈ તે, શોક સુત સ્રી વહુ જોઈકે, સા૦ ૭
સાસુ પતિજનની ભણી, શોક બીજી પતિ નાર કે,
પ્રગટ અઢારે એ નાતરા, ત્રિહું પાસે નિરધાર કે." સા૦ ૮
ઇમ કહે આપે કુબેરને, કરે મુદ્રા રાખી ગૂઢ કે,
જાણી બિગાડ સંબંધનો, લિએ દીક્ષા તેહ અમૂઢકે. સા૦ ૯

તપ તપી છેડે રે તે વરે, સુર વધૂની વરમાળ કે,
**કુબેરસેના** હુઇ શ્રાવિકા, પાલે શીલ રસાળ કે. સા૦ ૧૦
ઇમ જે કર્મે બંધાઇએ, તિહાંથી બંધુની બુદ્ધિ કે,
જગ ઉપકારિણી જો મિલી, ગુરૂણી તો હુઈ શુદ્ધિ કે. સા૦ ૧૧
અંતરબંધુને જે મિલ્યો, કુણ તેહને પર બંધુકે,
કુઆ રજ્જુઆ કહો કિહાંરહે, ઉમગ્યો આનંદ સિંધુકે. સા૦ ૧૨
બંધ છોડાવે જે બંધુ તે, ગણ પૃષોદરનું એ રૂપ કે,"
બંધુ **સુજશ** ગુરૂ તે ભલો, બીજા બંધ સ્વરૂપ કે. સા૦ ૧૩

દૂહા

પ્રભવ કહે–" વલી પિતરને, પડતા રાખે પુત્ર,
તે ઊપજાવો ઘર વસી, પછે વ્રત લેજો મિત્ર! ૧
અવગતીયા થાએ નરક, જાએ પિતર અપુત્ર,
પિતરતણું ઋણ છોડવા, રાખો ઘરનું સુત્ર." ૨

ઢાલ ૧૩ મી

[ શ્રેણિક રયવાડી ચઢ્યો—એ દેશી ]

જંબૂ કહે–"શ્યો પિતરને, તારે પુત્ર તે તુજ મોહ,
સંબંધ **મહેશ્વરદત્તનો**, ઇહાં સાંભળીરે ટાળો અંદોહ,
**પ્રભવરાય**, બૂઝો વિષમ ગમાર.
મત મૂંઝોરે કરી જૂઠ વિચાર, **પ્રભવરાય**, બુઝો. ૧
**તામલિપ્તિ** નગરી હુઓ, સાર્થપ **મહેશ્વરદત્ત**,
હુઓ **સમુદ્ર** નામે તસપિતા, તેતો લોભનોરે સાધ્યો સમુદ્ર
(અવદત્ત). પ્ર૦ ૨
બહુલા કપટ બહુ લાભે, તસમાત અપની માત,
લોભાત કરે બેગો હુઓ, મરી તેહનોરે મયય પર તાત. પ્ર૦ ૩
ભતોર મરણ દુખે કરી, હુઈ કુતરી તસ માત,
થઈ મહેશ્વરનારી હવેરે, એકાદીજી વ્યભિચારે વિખ્યાત. પ્ર. ૪

પતિ વંચી પર પુરૂષે રમેરે, ગાંગીલા તેહ સ્વચ્છંદ,
અસતી કહે નવિ તરૂણનેરે, કાંઈવિરસેરે જલધર જલબિંદ. પ્ર૦ ૫

એકદા તે પર પુરૂષ શું, રમતી **મહેશ્વરદત્ત,**
દેખે સદન નિજ આવીઓ, કોઈકારણરે મન્મથ ઉન્મત્ત. પ્ર૦ ૬

શ્લથ કેશ, રત શ્રમ, કંપ, વીણ-ઓઢણે ચલ્લદૃગતાર,
પહેરણે પલટે નગ્ન સમ, ડગમગરે હુઆ અસતી જાર. પ્ર૦ ૭

કેશે તે ઝાલ્યો જાર તેણે, જિમ લૂંચકે ભલ્લૂક,
માંત્રિકે જિમ ભૂતાર્તને અડબોથેરે માર્યો નિઃશૂક. પ્ર૦ ૮

મર્યો તે પગ શું બહુ પરે, જિમ કુલાલે મૃત્પીંડ,
જિમ ઘર પેઠો કુતરો, તિમ માર્યોરે લેઈ સબલો દંડ. પ્ર૦ ૯

અધ મુઓ તે નાઠો કામુક, પડ્યો થોડે જઇને જાર,
"અનુચિત કરીઓ તેહવું હુંઓ," કંઠાગત પ્રાણ કરે વિચાર.પ્ર૦ ૧૦

શુભ ચિત્ત પુણ્યોદયે ઇશ્યે, નિજબીજ ઉપન્યો તેહ,
**ગાંગીલા** કુખે જે ધર્યો, ગતિ કર્મનીરે છે અકલ અછેહ. પ્ર૦ ૧૧

સમયે તે પ્રસવે **ગાંગીલા**, હરખે તે મનમાહે શ્રેષ્ઠિ,
મતિ મૂઢ કૂડ તે નવિગણે, ભલે પાલેરે ધરી નિજસુત દ્રેઠ. પ્ર૦ ૧૨

પુત્રને પ્રેમે નારીનો, વિસર્યો અસતી દોષ,
ભૂખ્યા તર્ષ્યા અવગુણ કોણ ગણે, જિહા થાયરે ફલ ધાન્યનો પોષ.પ્ર.

જાર જીવ સુતને અતિઘણું, લાલે **મહેશ્વરદત્ત,**
વધતો તે તાણે કૂર્ચ કચ, ધરે હૃદયેરે ધન જેમ અદત્ત. પ્ર૦ ૧૪

પિતૃ મરણ વાસરે અન્યદા, આણી મહિષ પિતૃ જીવ,
મારી ખાય તસમાંસ તે, વળી સુતનેરે દિએ મુદિત અતીવ. પ્ર. ૧૫

દિએ હાડતેહના માંસયુત, જનની શુની તે ખાય,
નચવે તે ઉંચું પૂછને, મનમાંહીરે તસ હરખ ન માય. પ્ર૦ ૧૬

મુનિ માસખમણી આવીયા, તિહાં તામ ભિક્ષા હેત,
જ્ઞાનાતિશયે સવિ જાણતા, શિર ધૂણેરે નિર્વેદ સંકેત. પ્ર૦ ૧૭

નીકળ્યા તેહના ઘરથકી, દોડીને વાંદે શેઠ;
"ભિક્ષા અણુ લીધે જાઓ કાં, કહે આવીરે ઈમ ગ્રહીજન હેઠ. પ્ર. ૧૮
અણુગ્રહી જિહાંથી નિકળે, તે સ્યાં ગ્રહસ્થના ગેહ ?
લીએ એક આપે કોડી ગુણુ, તે મુનિનારે ઉપકારી દેહ." પ્ર૦ ૧૯
મુનિ કહે–"માંસ ભક્ષીતણે, કુલે અમે ન લેવું અન્ન,
સંયોગ કારણુ એક થયું, વલી તેહમાંરે ખુંતું મુજમન્ન." પ્ર૦ ૨૦
પૂછે કહી સઘળી કથા, દાખે શ્રુની તે નિધાન,
વિશ્વાસભર વ્રત આદરે, વ્રત પાળીરે પામે શ્રેષ્ટિ વિમાન. પ્ર૦ ૨૧
તારે કુગતિથી પિતરને, સુત **પ્રભવ** કહે કુણુજાણુ,
દુર્ગંતિ નિવારક **સુજશ** હિત, જાણો તારક હો એક ધર્મપ્રમાણુ. પ્ર. ૨૨

દુહા

કહે–"અપુત્રને ગતિ નહિ," વલી કહે "બ્રહ્મચારી,
બ્રાહ્મણુ સુત સીધ્યાં ઘણા," એ વિરૂદ્ધ મન ધારી. ૧
મદ્ય માંસ મૈથુન થકી, જે નિર્વૃત્તિ તે ધર્મ,
તો પ્રવૃત્તિ તિહાં ધર્મ કીમ, એ જાણો યો મર્મ. ૨

श्लोक

वेदानधीत्य स्नायाद् यत्, तत्रैवाधीत्य संगतः ।
व्याख्यातो गृहमेधित्वं, तन्नात्यंतोचितं सताम् ॥
इतिश्री जंबू प्राकृत प्रबन्धे जंबूत्पत्त्यादि प्रभव प्रबोध
पर्यन्त वर्णनो नाम द्वितीयोऽधिकारः ॥

દૂહા

આગે હવે કથા કહું, સુણો સુજન ચિતલાય,
નવ નવ રસ સુરધેનુ એ, કોણુને નાવે દાય. ૧
પૂર્ણ ભાવ હુએ કવિ કથા, સહૃદય જાણુવા જોગ,
મૂરખ સુણી શું રીઝશે, શું વાંચશે અજોગ, ૨
ઘોડાને હિત તોય એ, સ્તુતિકથા પ્રમાણુ,
અમૃત તે દેવજ સેવશે, કિમ પામશે અજાણુ. ૩

અગટ ન ગુર્જરી કૂચપરે, છન્ન ન અંઘ્રિ સંકાશ,
સુભગ અર્થ હુએ મરહઠિ, કુચ પરિ છન્નપ્રકાશ.　　૪

नान्ध्रिपयोधर इवातितरां निगूढः, नो गुर्जरीस्तन इव प्रकटप्रकाशः।
अर्थोऽस्ति किंचिदपीहितः पीहितश्च, सौभाग्यमेति मरहट्टवधूकुचाभः॥

વક્તા શ્રોતા એહુ જો, સહૃદય બેસે પાસ,
મીઠાં લાગે અમિય પરે, કવિજન વચન વિલાસ.　　૫

## ઢાળ ૧૪ મી

[ નામ તુમારૂં સોહામણું —એ દેશી ]

જંબૂ પ્રતે હવે વિનવે, **સમુદ્રશ્રી** મન રગરે, મોરા વાલાજી.
"આપ હઠી નવિ હોઈ જે, કીજે બલનો ઢંગરે,　„　૧
તુજ વિરહો મુજ મત હુજો, વિરહ તે મેં ન ખમાયરે,　„
તુજ વિણુ પલક દિવસ સમો, દિવસ તે સાગર થાયરે.　„　૨
છટકી છેહ ન દીજીયે, કીજે ચિત્ત વિચારરે,　„
પછે પડશો પસ્તાવડે, જિમ પડિયો કરષણુકારરે.　„　૩
ગ્રામ **સુસીમે** હુઓ વડો, કર્ષક એક બક નામરે,　„
વાવે તે કાંગને કોદ્રુઆ, વર્ષા સમય સુઠામરે.　„　૪
ઉગે ધાન્ય શામલદલે, શોભે ક્ષેત્રની ભૂમિરે　„
દેખી રાજ્ય સુભિક્ષનું, મુદિત માનું રોમરોમરે.　„　૫
કંગુ કોદ્રવ ઘન વાધતું, દેખી તે નિત્ય તુષ્ટરે,　„
જઇને સ્વજન અતિથિ થયો, કોઈ ગ્રામ દવિષ્ટરે.　„　૬
સ્વજને ભોજન તસ દિયા, ગુડ–મંડક તે અપૂર્વ રે　„
અતિ હરખ્યો કહે "એહરે ભોજન અમૃતનો ગર્વરે"　„　૭
નાતીને કહે "અમે એહવુરે સ્વપ્ને પણ નવ દીઠરે　„
ઉદર બળીયુ કંગુ કોદ્રવે, ધિગ અમે, તુમે છો ગરીઠરે.　„　૮
પૂછે "કહો કિમ નિપજે, એ આહારની વસ્તુરે?"　„
તે કહે–"અરહટ્ટને જલે, સીંચીએ ક્ષેત્ર સમસ્તરે.　„　૯

વાવીજે તિહા ઘઉં ભલા, પાકા લૂણીએ તેહરે, મોરા વાલાજી
પીશી પછી તેહના કર્યા, માડા હુએ સમનેહરે. „ ૧૦
સેલડી પણ ઈમ વાવીએ, વાધે, પીલીયે યત્રરે, „
તેહના રસનો તે ગુડ હોએરે, ગુડમડક એણે તનરે" „ ૧૧
ગુડમડકની ઉત્પત્તિ એ, જાણી બક જાય ગેહરે, „
કણુ કોદ્રવ ખેત્ર ફલી રહીએ, લૂણવા માડે તેહરે, „ ૧૨
સુત કહે–"એ તુમે કા લુણો? કુટુબને જીવન હેતરે." „
બક કહે "ઈખુ ઘઉં વાવશુ, ગુડમડકને સકેતરે," „ ૧૩
સુત કહે–"થાશે થોડે દિને, કણ એ તે લહી તાતરે, „
ઘઉં ઈખુ પછી વાવજ્યો, નિપજ્યુ ગમીએ, તે શી વાતરે? , ૧૪
કડીનુ છાડીને પેટનોરે, કરવો ખોટો આલોચરે," „
ઈમ વાર્યો પણુ નવિ રહેરે, કીધો ક્ષેત્રનો લોચરે, „ ૧૫
કુવો ખણાવે પાગથી, તિહા નવિ નીકળે નીરરે „
દીસે ગહર પાતાળને, કચરો પણ નાવિ તીરરે, „ ૧૬
કાગ ને કોદ્રુઆ નવિ હુઆ, નવિ હુઆ ઈખુ ગોધૂમરે, „
નિસાસે પછતાવડે, હુઓ એક અગની સધૂમરે, „ ૧૭
તિમ તુમે શ્રી ધનસુખ ત્યજી, શુ વછો પરલોકરે „
**સુજસ** વિલાસજો આદરો, તો છાડો સશય શોકરે „ ૧૮

## દુહા

જંબૂ કહે દતધુતે, ઘોતિતદિશા વિભાગ,
"તુચ્છ ફલે મન નવિ ધરૂ, ફલ મોટે મુજ રાગ ૧
વિષયામીષ લપટ જિકે, તે ન લહે ભવ થાગ,
જન સમ ગારવ રસિક હુઈ, નવિ વિણસુ જિમ કાગ ૨

## ઢાળ ૧૫ મી

[ વીંછિયાની—દેશી ]

**વિંધ્યાટવીએ** એક ગજહુઓ, ધણી સુતસુથનો નર્મદા તીરરે,
સ્વચ્છદે તે યૌવન ગમી, પાયો આઉનુ તીરરે, ૧

કહે જંબૂ વિષય ન રાચીયે, વિષય રાચે તે ગમારરે,
કિંપાક ફલોપમ તે કહ્યા, નિજહિત તિહાં નહિ ય લગારરે, કહે. ૨
બુઢો તે બલ હીણો થયો, ન કરી શકે દંત પ્રહારરે,
ગત નિર્જર ગ્રીષ્મ ગિરિ યથા, મદરહિત તદા નિરધારે, કહે. ૩
શાલરી તરુ પ્રમુખના ભંગથી, વિરમ્યો ખાતો અતિઅલ્પરે
દંત પાતે ભૂખી કૂખડી, ધરે ચર્મ કોથલીકલ્પરે, કહે. ૪
કરી ઉતરતાં ચૂકી નદી, લડથડ પગ પડીયો તેહરે,
ઉઠી બેસી નવી શકે યથા, **પાદપોગમન** મુનિ દેહરે, કહે. ૫
મુઓ તે. તસ ખાવા આવીયા, માંસ કુક્કર નકુલ શિયાલરે,
કિઓ તાસ અપાન તેષ્વાપદે, ગિરિ કંદર સમવિકરાલરે, કહે. ૬
સત્રશાલ સમાન અપાનમાં, કાક દ્વિજપરે નીકશે જાયરે,
તસ ભોજનઅર્થી બહુ પરે, બિહુ સદશ સ્વભાવ ગણાયરે, કહે. ૭
પેસે એક વાયસ અતૃપતો, બહુ ભક્ષ્ય, ન જાણે વિભાગરે,
સંકુચ્યાએ કરિ તનુ આતપે, રહ્યો માંહિ, કરડીએ જિમ નાગરે ક. ૮
કરી-કાય તે વર્ષાકાલમાં, ભરી નર્મદાયે વહી જાયરે,
આવ્યું ભીમ ભયંકર સમુદ્રમાં, જિહાં ગગનને જલ જ દેખાયરે ક. ૯
તે હસ્તી કલેવર ભેદીયુ, જલપુરે કીધું બારરે,
તેવારે વાયસ નીકલી, રહીયો ઉપર, કરે વિચારરે, કહે. ૧૦
આગે પાસે ને પાછે જલભર્યો, ઉડી જાઉં તો પામું તીરરે,
ઉડી ઉડી બેસે કરી ઉપરે, કિહાં એ છેહ ન પામે નીરરે, કહે. ૧૧
કલેવર મીનાદિકે ચાંપીયો, તે બૂડે બૂડ્યો કાકરે,
કામ વંછત મરે અકામ તે, તેહને એ વિષય વિપાકરે. કહે. ૧૨
મૃતગજ કલેવર સરખા વિષયો, સંસાર તે સાગર પ્રાયરે,
કામી નર વાયસ સારીખો, એ ઉપનય ઈહાં કહેવાયરે. કહે૦ ૧૩
હું કાગપરે નવિ બૂડશું, સવિ છોડશું બંધ ઉપાયરે,
તું ભોળી મુજ શું ભોળવે, નર સુજશ ન ભોળવ્યો જાયરે."કહે.૧૪

## દુહા

વામા વયણ વિલાસથી, ચૂકયા ચતુર અનેક;
જસ ચિત્ત આગમ-વાસીયો, તેહની ન ટળી ટેક. ૧
મૃગતૃષ્ણાજળસમવડે, વનિતા વયણ વિલાસ,
પહેલા લાલચ લાયકે, પછે કરે નિરાશ. ૨
વામા વયણે વેધીયા, વીસારે જે સથ્થ,
તે મૃગપરે પાસે પડ્યા, પામે બહુ અનથ્થ. ૩
વહે પુરમેં માછલી, દીસે તેહ :અનેક,
સાહમે પુરે વિષયને, ઉતરે તે સુવિવેક. ૪

## ઢાળ ૧૬ મી

[ લોહારણ જાયો દીકરો લોહારી હે—એ દેશી ]

**પદમ**શ્રી રાણીવદે "સુણો રાયજીરે, તમે કહેવાઓ ચતુરસુજાણ,
ગુણગણ ગાજીયારે.
અમ વયણે પલળો નહિ,સુણો,કાં થાઓ મુગશેલ પાષાણરે? ગુ૦ ૧
હિતવંછક હિત વાતડી સુ. કહેશે વારોવાર કે ગુ૦
ઇમ કરતાં હઠ તાણશ્યો સુ. તો જાણશો તેહ પ્રકારકે ગુ૦ ૨
અધિકા અધિકું વાંછશો સુ. પામ્યો ન કરશો સંતોષકે ગુ૦
તેવા નર જિમ પામીયો સુ. તેમ પામશો તુમે દોષકે ગુ૦ ૩
અટવી એકમાં શગીયા સુ. વાનર વાનરી દોય કે બહુ૦
સુખ વિલસે એકચિત્ત શ્યું સુ. તેહને વિઘન કરે નહિ કોયકે બ૦ ૪
સાથે ચઢે તરૂ રૂખડે સુ. સાથે ઉતરે તેહકે બ૦
એક દોરે જેમ દોરીયા સુ. સાથે દોડે સસનેહકે બ૦ ૫
ગંગા તીરે એકદા સુ. વાનીરે રમે રંગકે બ૦
ભૂંઈ પડ્યો કપિ દોડતો સુ. નર હુઓ તીરથ સંગકે બ૦ ૬
પછી પડી તે વાનરી સુ. વાંછતી નારી ભાવકે બ૦
તીર્થ પ્રભાવે નારી સુઈ સુ. વિલસે પૂર્વ સ્વભાવકે બ૦ ૭

સરખા સરખી જોડલી સુ. જો સરજી કીરતારકે બ૦
સરખે રંગે નવિ રમે સુ. તો વિહલો અવતારકે બ૦ ૮

વાનર નર કહે નારીને સુ. "હવે આપણુ થઇએ દેવકે" બ૦
નારી કહે–"સર્યું એટલે સુ. શી અધિકા લોભની ટેવકે ? બ૦ ૯

દેવથકી પણ અધિક છે સુ. ગુણ માનવને સ્વામિકે બ૦
શર્મ ધર્મ નિર્વિઘ્ન જે સુ. લહે રાખી મન ઠામકે" બ૦ ૧૦

વાર્યો તો પણ નારીએ સુ. વાનર ચઢી વાનીરકે બ૦
ઝંપા દિએ પૂરવ પરે સુ. પામીયો કપિનું શરીરકે બ૦ ૧૧

તિહાં તિર્યંચ મનુજ હુએ સુ. દેવ હુએ નર જેહકે બ૦
તીર્થ સ્વભાવે મૂલગા સુ. ફીરી પડતાં હોય તેહકે બ૦ ૧૨

કોકિલકંઠી શશીમૂખી સુ. ઉરુ કુચ કેસરી મધ્યકે બ૦
પીન જઘન કર ચરણથી સુ. જીતે કમલની ઋદ્ધકે બ૦ ૧૩

ગંગમૃત્તિકા તિલક સ્યું સુ. સોહતી સંયત કેશકે બ૦
વન કેતકસેહર કોમલ બન્યા સુ. કુંડલ તાલ નિવેશકે બ૦ ૧૪

હરિણાક્ષી ધરતી ગલે સુ. નલિની નાલનો હારકે બ૦
વાનર નારી એકલી સુ. દેખે ભ્રમત નૃપ ચારકે બ૦ ૧૫

આણી આપે તે રાયને સુ. કરે તે અંતેઉર સારકે બ૦
પાડોશિણી લક્ષણ તણી સુ. લક્ષ્મી હોએ નિરધારકે બ૦ ૧૬

વાનર પણ ઝાલ્યો નરે સુ. નાટ્ય શીખાવ્યું શુદ્ધકે બ૦
રાજાની પાસે લઈ ગયા સુ. નટ તે નચવે લુદ્ધકે બ૦ ૧૭

કપિ રોયો દેખી પ્રિયા સુ. નૃપ અર્ધાસન નિવિષ્ટકે બ૦
રાણી કહે "ન સંભારીએ સુ. વંજુલ પતન જે દીઠકે" બ૦ ૧૮

તિમ તુમે પામ્યું સુખ તજી સુ. કપિ પરે પશ્ચાતાપકે બ૦
ધરશો વરશો સુજશ તો સુ. કરશો જો ચિંતન આપકે" બ૦ ૧૯

દૂહા

જંબૂ કહે, " અનુશય ધરે, આતમ જ્ઞાની કેમ ?
પદમશ્રી ! હું તૃપ્ત છું, ધરી અધ્યાતમ પ્રેમ. ૧
આતમ રતિ આતમ તૃપત, આતમ ગુણ સંતુષ્ટ,
જે હુએ તે સુખીયો સદા, કિસ્યું કરે અરિદુષ્ટ ? ૨
મંગલ જંગલમેં લહે દૃષ્ટિ અધ્યાતમવંત,
પૂરૂં પણ સૂનું કરી દેખે જડમતિ તંત, ૩
તનહી જલે મનહી જલે, વિષય તૃષા ન બુઝાય,
જ્ઞાન અમૃત રસ સિંચતા, તૃષા સકલ મિટ જાય. ૪
નવરસ ખટ રસ તૃપ્તિ જે, તે ઈત્વર સાપાય,
તૃપતિ લહી મેં એક રસ, આવી કદી ન જાય. ૫
લેવું તે સઘળું લહ્યું, ઘટે પ્રકટ સવિ ઋદ્ધિ,
સાધન બાધન બાધવા, ધરૂં ન અધિકી ગૃદ્ધિ. ૬

ઢાળ ૧૭ મી

[ બટાઉની—દેશી ]

આતમ જ્ઞાને જેહનુરે, ચિત્ત ચોકસ ઠહરાત,
તેહને દુખ કહિઓ નહિ, બીજાના દીન દુખે જાસુરે;
સુણો લીહાલાકારક વાતરે, તે તો શાસ્ત્રે છે વિખ્યાતરે,
તૃષ્ણા છે દુઃખની માતરે, તૃષ્ણા એ લહે બહુ ઘાતરે,
બલિહારી મીઠે બોલડે મેરે લાલ. ૧

લિહાલા કરવા કોઈ ગયોરે, અટવીએ અંગારકાર,
ગ્રીષ્મ ઋતુ બહુ જલ લેઈ, તે તો બહુળા કરે અંગારરે,
તાપે લાગી તરસ અપારરે, તનુ સીંચે પીએ બહુ વારરે,
નીઠાવે જલ અવિચારરે, નવિ ભાંજે તરસ લગારરે. બ૦ ૨

તેલે અગ્નિ ભડકો હુએરે, તિમ તસ પ્રકટીયો દાહ,
જલ ખૂટે જલ આશ્રયે ચાલ્યો ધરી પાનની ચાહરે,

અર્ધ માર્ગે પડે તે અનાહરે, નવિ પામ્યો તૃષાનો થાહરે,
પડતો લહે તરુની છાંહરે, હુઓ વાયુ અમૃત ઉછાહરે ખ૦ ૩
તરુતલ શીતલ છાયથીરે, નિદ્રા આવી તાસ,
સુખ જલ રમ્મ તરંગિણી તિહાં દેખે સ્વપન વિલાસરે,
વાવી કુવા તલાવ પ્રકાશરે, સવિ શોષે જલના વાસરે,
નવિ ટળે તૃષા અભ્યાસરે, આવ્યો જીરણ કૂપની પાસરે. ખ૦ ૪
ભમતા કૂપને પામીયોરે, લેઈ ન શકે તસ નીર,
ચાટે જીભે તૃપ્તિ તે, કીમ પામે સકલ શરીરરે,
વેષાસ (?) કરે તે અધીરરે, માને "હું પીઉં રહી તીરરે,"
માયા છે વડ જંજીરરે, રહે બાંધ્યા તેણે ફકીરરે. ખ૦ ૫
લીહાલાકારી સારિખારે, સંસારે સવિ જાણ,
સુખ સુર અસુર વ્યંતરતણા, નદી વાવ કૂપમન આણરે,
તેહથી ન થઈ તરસની હાણરે, નરભોગની તો શી તાણરે?
તે તો છીલ્લર જલને ઠાણરે, પૂરૂં સુખ છે નિર્વાણરે. ખ૦ ૬
અતિ વિયોગ સંયોગનેરે, ભોગ કૂપિત અહિભોગ,
મરણ જનમ આગે સહી, પરિણામે એ દુખ યોગરે,
બલે ઇંદ્રિય તાપે લોગરે, સંસ્કારે પણ દુઃખ જોગરે,
સ્કંધેતર ભાર ઉપભોગરે, પડી આરતે સઘલા રોગરે, ખ૦ ૭
ત્રિહું ભેદે સુખ દુઃખ કરી, જોગાચારજ દિઠ,
તેહ વ્યાધિ પ્રતિકારમાં, મન રાખે કુણ ગરિઠરે,
વ્યાધિ મૂલ ઉચ્છેદે સિઠરે, રહે વ્યાધિ જે અવસિઠરે,
તે તો આનંદઘન ઉક્કિઠરે, અધ્યાતમ'સુજશ વિસિઠરે" ખ૦ ૮

દૂહા

એ હવે જંબૂ વયણને, ચિત્ત ચમકે નહિ જાસ,
નિયમ નિસીં ગુહારતે (?) કઈવલી કેવલ વાસ, ૧
જેહનું મન ભેદે નહિ, સુચિ સદ્ગુરુ વાચ,
ગુણ પ્રવેશ તિહાં કિમ હુએ, મોતી નહિ તે કાચ. ૨
સજ્જન વયણે વેધીયો, મન હોએ શુદ્ધ રત્ન,
ભાંગા તો દોય નવિ મળે, એક મોતી બીજું મન. ૩

## ઢાળ ૧૮ મી.

[ શાંતિ સદા દિલમેં વસે—એ દેશી ]

સેના મનમથ રાયની, **પદમસેના** કહે બોલ, સલૂણા
"શીશુથી પણ હિત લીજીએ, વાજે એ નીતિનો ઢાલ. સલૂણા ૧
સ્વામિ સુણો મન દઢ કરી, શીખ કહું એક સાર, સલૂણા
નારી જાણી ન ઉવેખીએ, નારી તે ઘર શણગાર. સલૂણા ૨
**ફેરૂને નુપૂર પંડિતા**, ચરિત્ર સુણી બ્રહ્મચૂર, સલૂણા
છે દષ્ટાંત પ્રવર્તકા, વલી અનિવૃત્તક ભૂર. સલૂણા ૩
નગર **રાજગૃહ**માં હુઓ, **દેવદત્ત** સોનાર, સલૂણા
**દેવદિન્ન** તસ સુત ભલો, નારી **દુર્ગિલા** સાર. સલૂણા ૪
ચતુરાઈની ચાતુરી, સૌભાગ્યનું સોભાગ, સલૂણા
મોહનગારી મલપતી યૌવન સુરતરુ બાગ. સલૂણા ૫
વસ્ત્ર આભરણ અલંકારી, અલંકરે તે નદી તીર, સલૂણા
માનું મૂરત જલ દેવતા, સરસ સુગંધ સમીર. સલૂણા ૬
ઉરુ કૂચકુંભ દેખાવતી, ઉતારે કંચૂક તેહ, સલૂણા
ઉત્તરીય સુત સખી કરે, તે દિએ સુંદર દેહ. સલૂણા ૭
પહેરણ અર્ધ કૂચેઠવી, જલ પેઠી ક્રીડા હેત, સલૂણા
મનમથ દગ્ધ જીવાડતી, સખી મધુરાલાપ સંકેત. સલૂણા ૮
આલિંગે તેહને નદી, વિસ્તારી વરકરવીચી, સલૂણા
સ્નિગ્ધસખીપરિ દોય મિલે, તે હીયડે હિયડું ભીચી. સલૂણા ૯
નીર વિદારી કરે તરે, તિહાં જિમ નૌ દંડ નાવ, સલૂણા
હંસ ચક્રવાક ઓસરે માનું ગતિ કુચ કૃત લઘુભાવ. સલૂણા ૧૦
નહાતા નીર વિખેરેતા, વલી કેલ કરત ચિરકાલ, સલૂણા
ચંચલ કર તેહના કરે, વર કમલ નૃત્ય અનુકાર. સલૂણા ૧૧
શ્લથ એક વસન સવેપથુ, પરિધૌતઅધર ચ્યુતકેશ સલૂણા
જલ ક્રીડા કરતી તે બની, રત ઉત્થિત સંગત વેષ સલૂણા ૧૨

દેખે એક તે ક્રીડતી, નદીમાંહે દેવીસમલીલ　　સલૂણા
કામી ફીરતે આવીઓ, નાગર જન અતિદુઃશીલ　　સલૂણા ૧૩
ક્ષોભ પામ્યો તે તેહના; દેખતો અંગ પ્રત્યંગ　　સલૂણા
મદિરાથી દિએ દૂરથી મન પેઠી પણ મદરંગ,　　સલૂણા ૧૪
બોલ્યો તે "પૂછે તુજ પ્રતે, એ તટિની "તેં સુસ્નાત ?" સલૂણા
પૂછે એ તરુઅર ફૂલ નમ્યા, હું પણ કરતો પ્રણિપાત" સલૂણા ૧૫
સા કહે-"નઇને સુખ હોજો, તરુઅર નંદો ત્રિહુકાલ સલૂણા
પૂછે મુજ સુસ્નાત જે, હું પુરીશ તેહની આશ." સલૂણા ૧૬
આશાવલ્લી વિપીનમાં, જલધાર વચન સુણી તાસ, સલૂણા
રૂધ્યો તિમજ રહીઓ યુવા, નરનાથ હુકમે જિમ દાસ સલૂણા ૧૭
"એ કોણ ?" ઈમ ચિત્ત ચિંતતો, એક તરૂ હેઠે બહુબાલ સલૂણા
દેખે ફૂલને વાંછતા, કરી ઉંચું વદન વિશાલ　　સલૂણા ૧૮
પાહાણે ફૂલ પાડી ઘણા, કરે તેહની મનોહારી　સલૂણા
તૃપ્ત કરી ફૂલ બાલને, કહે-"જાય છે એ કુણ નાર ?" સલૂણા ૧૯
તે કહે-"વહુ **દેવદત્ત**ની એ, ઈહાં એહનું છે ગેહ" સલૂણા
**દુર્ગીલા** પણ નિજ ઘર ગઇ, ધરતી તેહ શું અતિનેહ સલૂણા ૨૦
"કોણ ક્ષણ ? કોણ વેળા ઘડી ? કોણ વાસર ? નીસી ? જામ ? સ૦
સંગમ જિહાં અમને હોસ્યે,?" ચિંતે તે-"ભલો કુણ ઠામ ?" સ૦ ૨૧
સરખા સાથે વેધીયા, પંચ બાણે તે યુવાન　　સલૂણા
ભાગ અર્ધ સમની ક્રિયા, સ્મર જાણે કવણ નિદાન ? સલૂણા ૨૨
હોય વિયોગે તે દૂબળા, તબ માતો થાય કામ　　સલૂણા
દુર્જન મિત્ર જે તેહના, એહવા છે લક્ષણ વામ　　સલૂણા ૨૩
અસતીની કુલદેવતા, તાપસી તે યુવા હવે એક　　સલૂણા
આરાધે અશનાદિકે, કામે સીખાવ્યો વિવેક　　સલૂણા ૨૪
આરાધી તેહને કહે, "દેવદત્તવધૂનો સંગ　　સલૂણા
કર્યં મુજને, અમે બેઉને, માંહોમાંહે છે રંગ અભંગ; સલૂણા ૨૫
"સ્વયંદૂત હુઈ મેં પુરા, અંગીકાર કરાવ્યો છે ભોગ, સલૂણા
સુજસ રંગ મંગળ કરૂ, તાહરે છે સુકર એ યોગ." સલૂણા ૨૬

હવે કૃષ્ણ પંચમીએ તિહાં ગયો, રજની સુખ તેહ સુવાન મે૦
દીઠી તે જોતી વાટડી, હુઓ તારામેલ પ્રધાન મે૦ ૧૮
લોચન પાણી, બાહુ પસારતા, સર્વાંગ ધરત રોમાંચ મે૦
તે બેહુ રંગે ધાએ મિલા, મીલીઓ સરખો સવિ સંચ મે૦ ૧૯
તે પહેલા પણ એકચિત્ત હોતા, એક તનુ હુઆ તેણીવાર મે૦
આલીંગન પીડન ભયથકી, સવિ નાઠો વિરહ વિકાર મે૦ ૨૦
બહુ પ્રેમ સુજસ વાતે કરી, નવ નવ રત વિવિધ વિનોદ મે૦
બે પહોર ગયા તેહને છકયા, અનુભવતા મનમથ મોદ મે૦ ૨૧

## દુહા

ભુજ ઉસિસે તેહોને, કરતાં સુરત પ્રયાસ,
નયણે નિદ્રા સંક્રમી, કમલે રજની વિલાસ. ૧
કાય ચિંતાર્થે ઉઠીઓ, તિહાં આવ્યો દેવદત્ત,
બેહુ અશોકવનિકાંતરે, સુતાં દીઠાં મત્ત, ૨
ચિંતે–"ધિક્ પાપિણી વહુ, કરે જે પર ભરતાર,"
ઘરમાં સુતો દેખી સુત, નિશ્ચય કિયો–"એ જાર." " ૩

## ઢાળ ૨૦ મી

[ નાભિરાયાકે દરબાર—એ દેશી ]

ચિંતી "જાણે પુત્ર, અસતી જિમ ચમકીરી,
કાઢું એહનું મંદ, નુપૂર પાયથકીરી" ૧
ઇમિ ચિંતી દેવદત્ત, કાઢે ચોર પરીરી,
નેઉર પાય થકી પેઠો લેઈ ઘરીરી. ૨
નેઉર કાઢી તેહ, જાગે સોનાર વહુરી,
સભય સુતાંને ભીત, ન રહે નિંદ બહુરી. ૩
નેઉર કાઢીયો જાણી, સસરે આ અસતીરી,
જારને કહે–"જા વેગ, અવસરે થા સુમતીરી." ૪

પહરણ પહેર્યું આઘ, તે ગયો સભય પરોરી,
સુતી જઈ પતિ પાસ, વેગે સા ઇતરીરી. ૫

અસતી ચરિત્ર સમુદ્ર, મછલીપતિ જગવેરી,
ગાઢ આલિંગન પૂર્વ, સા કહે એમ હવેરી. ૬

"આર્ય પુત્ર ! ઈહાં ઘામ, મુજ મૃદુ કાય દહેરી,
આવો અશોક વનિકાએ, તન દુઃખ કોણુ સહેરી ?" ૭

તિહાં ગયો દેવદિન્ન, નારીપ્રધાન ઉઠીરી,
કંઠે વિલગી નારી, સુઈ સા પતિએકઠીરી. ૮

તિહાં તેહનો ભરતાર, પામે નિંદ ખરીરી,
ચિત્ત પ્રસન્ને નિંદ, આવે અતિશયરીરી. ૯

નાચિણી ગોપી આકાર, ધૂર્ત સા વિવદેરી,
"તુમ કુળ કોણુ આચાર, મુજને એ ન સહેરી. ૧૦

સુતી તુજ આલીંગ, કાઢ્યુ નેઉર સસરેરી,
ફરસે સુતી પૂજ્ય, કિમ વહુ સુરત ધરેરી ?" ૧૧

પતિ કહે–"દેશું ઓલંભ, પ્રાતઃ પિતાને સહીરી,
સાઠે નાઠી બુદ્ધિ, દાખીસ" એમ કહીરી. ૧૨

સા કહે–"હવણા તાત, તેહી સાચ કરોરી,
સુતી કહેશે પ્રાતઃ, લેઈ અવર નરોરી. ૧૫

તે કહે–"માતું ન અન્ય, તેં સમજાવ્યુ ખરૂંરી,
કીધી શપથની કોડી, તાહરી હું ભીરી કરૂંરી" ૧૪

દેવદિન્ન તે પરભાત, તાતને કૂપિત કહેરી,
"વહુનું નુપૂર કાઢી, શું કુલ શીલ દહેરી ?" ૧૫

થવીર કહે–"એ કુશીલ, દીઠી અવર રમીરી,"
સુત કહે–"ન હુતો ઓર, તેં નિજ લાજ ગમીરી. ૧૬

"તું તવ દીઠો સુસ, ઘરમાં" થવીર કહેરી,
દુગ્ગિલ કહે–"કરૂં ધીજ, સતી ન કલંક સહેરી. ૧૭

કુલવતીને કલંક, વચનનો પણ ન ઘટેરી,
જિમ મશી કેરો બિંદુ, ઉજ્વલ' ધોત પટેરી. ૧૮

ઈહાં છે શોભન યક્ષ, જાંઘમાં તસ નીસરૂંરી,
તિહાં નવી નીસરે કોઈ, જસ નહિ શીલ ખરૂંરી." ૧૯

નિર્વિકલ્પ સુત તેહ, તાત વિકલ્પ ધરેરી,
"ધીજ કબૂલ તાસ જેહ, સુર સાખે ભરીરી." ૨૦

નાહી પહેરી પટ ધોત, ધૂપશું પુષ્પ કરેરી,
ચાલી પૂજવા યક્ષ, બંધુ સહિત સુપરેરી. ૨૧

યક્ષ પૂજતા તાસ, જાર સંકેત ગલેરી,
વળગ્યો અળગો કીધ, ગહિલો જન સઘલેરી. ૨૨

દુગ્ગિલા વિનયથી યક્ષ, ફરી નાહી પૂજીરી,
"મુજ છે ભરતાર એક, વિકલ મિલે ધૂજીરી. ૨૩

પહેલો ગ્રહિલો ટાળી, જો કોઇ કંઠે લગોરી,
ભીચી રાખી તો પાય, નહિંતર રહે અલગોરી. ૨૪

શિર ચઢીયો ઉન્મત્ત, હર પણ નવિ વરજ્યોરી,
બીજાની કુણ માત્ર, હોય તે જે સરજ્યોરી. ૨૫

શ્વસુર સમો મત હોય, તું છે સુર સખરોરી,
નૃપ પણ ન દિએ દંડ, કહેતાં વચન ખરોરી. ૨૬

ભાવ ન જાણે બુંછ, ચતુરતા વચન તણોરી,
વિબુધ અબુધ પણ ફેર, શ્રોતામાંહી ઘણોરી. ૨૭

સાચાને કીજે સાચ, જૂઠાને જૂઠ કરોરી,
સુમતિ નાવાએ પ્રવાહ, સાયર આપ તરોરી." ૨૮

ઇમ સુણી યક્ષ વિચાર, કરવા લાગો જિસેરી,
જાંઘ ને અંતર તામ, વેગે સા નિકસેરી ૨૯

"શુદ્ધ સતી એ શુદ્ધ" હરખે લોક સ્તવેરી,
પુષ્પ દામ ગલે તાસ, નૃપ નર સુજશ ઠવેરી. ૩૦

## દૂહા

સસરાને ઘેરે સા ગઈ, ગાજત વાજત તૂર,
ભરતારે ભલી આદરી, બંધવ આનંદ પૂર. ૧
નુપૂર આકર્ષણ તણું, ઉતાર્યું જે કલંક,
તેણે સા "**નુપૂર પંડિતા**" બોલે રાયને રંક. ૨
વહુની બુદ્ધે પરાભવ્યો અનિદ્ર હુઓ **દેવદત્ત**,
અંતેઉર રક્ષક કરે, તેડી નૃપ અપ્રમત્ત. ૩

## ઢાળ ૨૧ મી

[ સતી સુભદ્રા સાંભરી—**એ દેશી** ]

આગે હવે પિયુ સાંભળો, જે વીતી બહુ વિધ વાત,
અંતેઉર રક્ષક હુઓ, **દેવદત્ત** અનિદ્ર વિખ્યાત,
મારા પીઉજીને જાઉં હું વારણે,
પીઉજી ! પીઉજી ! છો હિઅડાના હાર,
જીવનજીવ આધાર, શીખ સાંભળી કરીને વિચાર. મા૦૧
રાણી રાતે એક જૂએ, "એ સોવે કે નહિ સોવે?"
કપટ નિદ્રાએ તે સોવે, તબ ઉઠી તબ ઉઠી નિદ્રાભર જોઈ. મા૦૨
ગોખને સન્મુખ સા ગઈ, હેઠે બાંધ્યો છે ગજરાજ,
કુંતાર તેહશું આસક્ત તે, કાઢી પાટીયુ પાટીયું બાહિર જાઈ. મા૦૩
સૂંઢ લઈ તે શીખવે, ગજરાજે મૂકી ભૂમિ,
કુંતાર કહે ક્રોધે ચઢ્યો,—"શું આવી શું આવી અસૂરી ઘૂમી?" ૪
ઇમ કહી હાથી સાંકલે, મારી દાસી પરે, સાય
કહે—"વાંક એ ન માહરો, રખવાલ રખવાલ નવો કર્યો રાય. ૫
આવી નિદ્રા છીદ્ર તસ લહી," તબ રમે કુંતાર નિઃશંક,
પછીમ યામે ગજ ચઢી, નીજ મંદિર નિજ મંદિર જાય સપંક. ૬
"વિધિ પણ ન લહે સ્ત્રીચરિત્ર, ચિત્ત ચિંતે તવ સોનાર,
"રાજદારા નવિ રવિ જુએ, તો બીજીય બીજીયનો કવણ આધાર ૭

પાણી ભરવા નીકળે, વળી બાહિર કાજ અનેક,
નગરમાંહે સંચરે, તેહને કીમ રહે કીમ રહે શીલની ટેક?" ૮
વાંક વિસારી વધૂતણો, તે સોવે નિર્ભર નિંદ,
પ્રાતઃ જગાવ્યો જાગે નહિ, કહે ચેટી ચેટી તે નૃપને છીદ્ર. ૯
નૃપ કહે–"કાંઇ કારણ હોશ્યે, મત જગાવો એહને કોય,
આપ જાગે તવ આણજો," સાત રાત સાત રાત તે સુતો સોય ૧૦
જાગ્યો પછી ગયો નૃપ કને, નૃપ પૂછે–"હુઓ કુણ હેત?
અભય છે તુજને, સવિ કહે" તેહને માંડીને માંડીને કહ્યો તે સંકેત ૧૧
નૃપ સુપ્રસન્ન વિસર્જિયો, તે દુઃખ સહી દુઃખ સહી ઘર રહે સોય,
ભૂખ સહ્યા જિમ ઢોર છે, તિમ દુઃખ સહ્યા દુઃખ સહ્યા માણસજોય. ૧૨
રાણી કુશીલિણી પરખવા, નૃપ હાથી કરાવે કિલીંચ,[1]
રાણીને કહે–"એ આરોહીએ, થઈ નગન થઇ નગન સ્વપનનો એ સંચ"
સરલ રાણી સવિ તિમ કરે, પતિ દેખત શી તસ લાજ?
વક્ર કહે–"હું એહથી બિહુ," કમલે કમલે હણે તે રાજ ૧૪
લીલા કમલે સા હણી, પડી મૂર્છા ખાઈ હેઠ,
નૃપ જાણે–"ડાસે કહી, તે એહજ એહજ દેખી પૂંઠ" ૧૫
નૃપ હસી કહે–"બ્હીહે એહથી? ઈભ મત્ત ચઢી તિહાં જાય?
હરખે સાંકલ ઘાતથી? મૂર્છાએ મૂર્છાએ કમલ તે કાંય?" ૧૬
કોપ્યો નૃપ કુંતારને, તેડાવે હસ્તી સમેત,
રાણી બેસાડી તિહાં કહે,–"ગીરી કૂટથી ગીરી કૂટથી પડીએ સંકેત." ૧૭
આધોરણ ગિરિ મસ્તકે, ઇભ ધારે ત્રિપદે તેહ,
લોક પોકાર કરે ઘણો, "નૃપ! રત્ન ઇભિ રત્ન ન હણીએ એહ." ૧૮
જન પોકારે નૃપ ઘણે, "કહો–તુમે જાણો તિમ હોય,"
માંગી અભય દોયને કરી, ઉતારે ઉતારે તિહાંથી સોય. ૧૯
રાણી કુંતાર નાસી ગયા, દીધે દેશવટે ઇભ છોડી,
સાંજે ગામ એક પામીયો, સૂઈ સુને સૂઈ સુને દેવકુલ જોડી. ૨૦

૧ બંધનથી મુક્ત.

અર્ધ રાત્રે એક આવીઓ, તિહાં ગામથી નાઠો ચોર,
વારે દેવલ વીંટીઓ, આવ્યો, ઉંઘે આવ્યો ઉંઘે મિઠ જિહાં ઘોર. ૨૧
તે ફરસ્યો પણ નવિ જાગ્યો, જાગી રાણી, કરવા લાગી વાત-
"ભોગવે તો હું ઉગારી લ્યું,
કહું "ભરતાર કહું ભરતાર માહરો" એ ખ્યાત." ૨૨
ચોર જાણે "મેં પામીઓ,-"એક સોનું બીજું સુગંધ,!""
કામિની તે નીચ ગામિની, તેણે પકવજી પકવજી મનમથ અંધ. ૨૩
પેઠા પ્રભાતે ગામના, તિહાં સુભટ ઉદ્યત તરવાર,
ક્રોધે પૂછે-"ત્રણમાં કુણ ચોર? કુણ ચોર?" કહે તવ નાર. ૨૪
"ભાઈ! અમે ગ્રામાંતરે, જાતા ઇહાં વસિયા સાંજે,
એ માહરો ભરતાર છે," ઇમ ચોર ને ઇમ ચોરને દાખે વાજે. ૨૫
ગામડીઆ મન ચિંતવે, "જસ લખમી નારી સુકંઠ,
તે તો ચોરી નવિ કરે," પરિશેષે પરિશેષે ચોર કરે મીંઠ. ૨૬
શૂળ આરોપ્યો, તે જેહને, દેખે તેહને માગે નીર,
કોઇ ન પાવે નૃપ ભયે, નિજરક્ષ નિજરક્ષ ધરમ કરે ધીર. ૨૭
આવ્યો તે મારગ આવતો, શ્રાવક **જિનદાસ** તે કાલ (?)
"**નમો અરિહંતાણ**" કહે-
"પાણી આણું પાણી આણું સહી દુઃખ જાલ." ૨૮
રાજસુભટ અનુમત લેઇ, પાણી આણે ઇમ કહી તેહ,
લહી આશા જલ આણતો, દેખી ભણતો દેખી ભણતો મુકે દેહ. ૨૯
શીલ રહિત નવકારને મહિમાએ અમર હુઓ તેહ,
જઇલિ અકામહ નિર્જરા, અવ્યક્ત અવ્યક્ત સમાધિ એહ. ૩૦
અસતી ચાલી ચોરસ્યું, નદી આવી વચમાં એક.
ચોર કહે-"તટ ધરી ફિરે, તુજ વસ્ત્ર તુજ વસ્ત્રાદિક ભાર અનેક. ૩૧
"શરથંભે લીણી રહે, મત બીહે, આવું છું જાઇ."
ઇમ કહી એ સવિ લેઈ ગયો,
"જે નવિ હુઇ જે નવિ હુઈ પતિની કેહની તે થાઈ?" ૩૨

જાતો દેખી તે ઈમ કહે,–"મુજને મૂકી કાં જાઇ?"
તે કહે–"નાગી એકલી, તું રાખસી તું રાખસી ખિહું મ ખાઈ." ૩૩
મીંઠ જીવ હવે દેવતા, દેખી તે વિકુર્વે શીયાલ,
માંસ પેશી મુખ તે ત્યજે, ખાવા મીનને ખાવા મીનને હુઓ વિકરાલ.
પેઠો મીન નદી જલે, સીંચાણો લયે તે મંસ,
સા કહે–"ચુકો દોઇથી, સ્યુ જંબુક સ્યુ જંબુક જોઇ કુવંશ." ૩૫
તે કહે–"પતિ ત્યજી જારને, તું વંચી દોઇથી ચૂક,
નાગી જુવે સ્યું અરીપરિ? હતશીલ! હતશીલ! મુખે તુજ થુંક." ૩૬
રૂપ દેખાવી તે નિજ, કહે–"જિન ધર્મે હુઓ હું દેવ,
પાપિણી પાપ પખાલવા, કર **સુજસ** કર સુજસ ધર્મની સેવ.

## દુહા

ઇમ પ્રતિબોધિ અમર તે, મેલ્હે સાધવી પાસ,
લેઈ દીક્ષા શિક્ષા ગ્રહે, શુદ્ધિ ધર્મ અભ્યાસ. ૧
ઇસ્યા પ્રવત્તિ—નિવૃત્તિકર, છે બહુવિધ દષ્ટાંત,
ભલા વિષય સુખ ભોગવો, સમજ્યું કીજે કંત. ૨
અણ પામ્યાની લાલ એ, પામ્યું મૂકે જેહ,
જંબુક **નુપૂર પંડિતા**, વચન વિષય હોય તેહ." ૩
**જંબૂ** કહે–"હું નહિ ઈસ્યો, રાગ ઘહેલો નાર,
**વિદ્યુન્માલી** જિમ હુઓ, તાસ કથા મનધાર. ૪

## ઢાળ ૨૨ મી

[ઝવેરી સાચો અકબર હીરજીરે—એ દેશી.]

મોટો નગ **વૈતાઢ્ય** છે રે, હોય **ભરતારધ** ધરે પાંખરે,
નગ ખગમાં સ્યો આંતરોરે, લિપિ ભ્રમ હોય વચનની ઝાંખરે. ૧
ચતુર વિચારો ચિત્તમાંરે, છાંડો વિષયનો રાગરે,
જેહને વિષયની વાસનારે, તેહને મારગનો નહિં લાગરે. ચ૦ ૨

**ગગન વલ્લભપુર** તિલક છેરે, વર ઉત્તરશ્રેણિને ભાલરે,
તરુણ વિદ્યાધર તિહાં હુઆરે, દોય **મેઘરથ વિદ્યુન્માલીરે.** ચ૦ ૩

ચિંતે—"જઇએ ભૂચર કનેરે, નિજ વિદ્યા તિહાં જ સધાયરે,
નીચ કન્યા પરણી વિધિરે, બ્રહ્મવ્રત જો વરસ ધરાયરે." ચ૦ ૪

ગુરુ અનુમતિ માગી કરીરે, આવ્યા તે **વસંતપુર** દ્રંગરે,
ચંડાલાશાધન કરેરે, કહે—"કાંઈ આવ્યા ઇહાં રંગરે ?" ચ૦ ૫

તે કહે—"ઇહાં તુમે સુખે રહોરે, અમે કન્યા આપું દોયરે,
અમ સરખું કારજ કરોરે, તુમને કાંઈ ન કહેશે કોયરે." ચ૦ ૬

સવિ કીધું જે ચંડાલે કહ્યુંરે, દોય કન્યા તેહને દીધરે,
કાણ દંતુર. વિદ્યા વિધિરે, **વિદ્યુન્માલીને**ન સિધરે. ચ૦ ૭

તેહ કુરૂપા શું રમેરે, તેણે સાધન કાંઈ ન કીધરે,
ગૃહિણી ગર્ભવતી હુઇરે. **મેઘરથ** વર્ષે હુઓ સિધરે. ચ૦ ૮

**વિદ્યુન્માલીને** તે કહેરે, "ઘર જઇએ ચંડાલ કુલ છાંડીરે,
પરિહરી શી એ માતંગીનીરે, વિદ્યા ધરી શું રતિ માંડીરે." ચ૦ ૯

લજ્જિત તે કહે—"પાખીયેરે, મેં ઉન મૂલીયો વ્રત રૂખરે,
વિદ્યા ફલ કિહાંથી લહુંરે, તું સિદ્ધ છે, જા ઘર સુખરે. ચ૦ ૧૦

**શંકિણી** ગર્ભવતી ત્યજુરે, કીમ આવું વિદ્યાએ વિહીનરે ?
વર્ષાંતે તું આવજેરે, હું સાધીશ વિદ્યાશ્રી લીનરે." ચ૦ ૧૧

**મેઘરથ** એકાકી ઘર ગયોરે, મૂકી તે ચાંડાલીનો સંગરે,
બંધુને **પૂછે** સવિ કહીયોરે, "તે નાવ્યો કરી વ્રત ભંગરે." ચ૦ ૧૨

માતંગી કુરૂપા તે સુત જણેરે, તે માને વિદ્યાસિદ્ધિ સુખરે,
ખેચરના સુખ તસ વિસર્યાંરે,જિહાં લાગ્યો તિમાં લાગ્યો મૂર્ખરે ચ૦

રમતી તે **વિદ્યુન્માલી** શુંરે, ધરે બીજી વેલા ગર્ભરે,
**મેઘરથ** વર્ષાંતે આવીયોરે, તેહને પીડે વિરહ સંદર્ભરે, ૧૪

કહે "ભાઈ! આવો **વૈતાઢયમાં**રે, વિલસો ખગ સુખ વિખ્યાતરે",
**વિદ્યુન્માલી** વિલખો હસેરે, કહે—"બાલવત્સા એ ભ્રાતરે! ચ૦ ૧૫

ફરી ભાશિણી, એ હું કીમ ત્યજુંરે ? માહરૂં હૃદય ન એવું કઠોરરે,
તું જા સમયાંતરે આવજે રે," તે ગયો."જડસ્યું કિસ્યુ જોર રે ?" ૧૬
થયો બીજો સુત ચંડાળનુંરે, કુલ સ્વર્ગ અધિક ગણે તેહરે,
સુતમૂત્ર તે ગંધોદક ભણેરે, ચંડાલી તાણ્યો ઘરે નેહરે, ચ૦ ૧૭
ફરી આવી **મેઘરથ** ઈમ કહે રે,–"તું મલિન કરે કાંઈ વંશરે ?
શી રતિ ઈહાં ? **માનસ** ઉપન્યોરે,એલે ખાલ જલે નવિ હંસરે. ચ૦૧૮
ફરી નવિ આવું." ઈમ કહી ગયોરે **મેઘરથ**, નવિ ભ્રાતાણુદ્ધિરે,
રાજ્ય પાલી **સુજશ** વ્રત ઉચરેરે, સુસ્થિત પાસે તે શુદ્ધરે.ચ૦ ૧૯

## દૂહા

લહીઓ **મેઘરથ** બુદ્ધિધન, ઈમ સુખનો સંભાર,
**વિદ્યુન્માલી** ભવ ભમ્યો, મહામોહ અંધકાર. ૧
**પદમસેના** તું સાંભળે, હું નહિ વિષયમાં લીન,
**વિદ્યુન્માલી** જિમ હુઓ, ભવસાયર જલ મીન. ૨
બહુ અંતર વિષ વિષયમેં, ઈક ખાયો દુઃખકાર,
એક ધ્યાયો હી દુઃખ દિયે, પંડિત કરોરે વિચાર. ૩
બહુ અંતર વિષ વિષયમેં, વરણુ અધિક અધિકાત,
એક મરણુ દિયે વિષ, વિષમ વિષય મરણુ બહુ જાત." ૪
**જંબૂ** ભાવ દુહા સુનત, **છુહા** તરસ મિટ જાય,
છોટી તુકમેં અરથ બહુ, લબ્ધિ અખીન નિપાય. ૫
જાને સો તનમય હુઓ, **દુહા** અરથ અનુમાન,
**દુહા** પઢત તન્મય હુઓ, **હરિગંધર્વ** સુજાન. ૬
છોટી તુકમેં અરથ બહુ, **દુહા** કવિતકો રાય,
વિસ્તર પદ **બલી** છલનકુ, માનું **વામન** કાય. ૭
છોટી તુકમેં અરથ બહુ, **દુહા** કરે કવિરાય,
**પંચાલી** કે ચીર જેવું, ભાવ વધંત વધી જાય. ૮

इतिश्री जम्बुरासे नारीत्रयकथा-तदुत्तरदानो नाम तृतीयोऽधिकारः

દૂહા

ઉજમાલ થઈ સાંભલો, શ્રોતા સરસ કહાય,
કથા વૃથા તુમે મત કરો, યથા તથા મન લાય. ૧
જડ ઔષધ ગુરુ જ્ઞાનનું, કરે વૈદ્ય સુત જોઈ,
અવિચારે તિમ મત સુણો, રીઝ વિચારે હોય. ૨
સત્કવિ અન્ય વચન તણો, જો નવી જાણ્યો ફેર,
હંસ-કાક સંશય પતિત; કુલી શું હોયે ભેર? ૩
અક્ષર તેહજ, તેહજ પદ, કવિ રચના કાંઈ અન્ન,
દગ તિભાગ નાગરી જુએ, પામરી લોયણ પુન્ન. ૪
જિનવાણી કવિ ચાતુરી, રંજે સહૃદય ચિત્ત,
ઇષ્ટ વૈદ્ય ઉપદિષ્ટ તે, કોણ નાદરે પવિત્ત? ૫

## ઢાળ ૨૩ મી

[ કપૂર હોવે અતિ ઉજળુ રે—એ દેશી ]

**કનકસેના** કહે કામિની રે, " માનો વચન મુજ કંત!
**શંખધમક** પરે મત હુઓરે, અતિશય કારી અત્યંતરે,
પીઉડા રાખો નારી શું રંગ—

તેહની વાત સુણી જે ચંગરે પિઉડા,
મન મેલ્યું સું મ કરો ભંગરે? પિઉડા, રાખો નારી શું રગ. ૧
**શાલિગ્રામ** એક કર્ષણીરે, હુઓ તે રાખે ખેત્ર,
આપ્રભાત દીન વિગમથીરે, લે સંભાળ સુનેત્ર રે. પી૦ ૨
મંચ ચઢ્યો ધમે શંખનેરે, નાસવે ભક્ષક જીવ,
ચૌર ગૌધન લેઈ આવીયા, તિહાં સુણે નાદ અતીવ. પી૦ ૩
વાહર આવી જાણી તેણેરે, આગે સુણી શંખનાદ,
નાઠા ગૌધન છોડીને રે, દહદિશ ગયા સવિષાદરે પી૦ ૪
ગૌધન ચરતું આવીયું રે, ક્ષેત્ર સમીપ પ્રભાત,
ગૌધન લઇ દિયે ગ્રામને રે, જાણે-"થાયે મુજખ્યાતિરે" પી૦ ૫

"બ્હીતા મુજ શંખ સાદથીરે,' નાશી ગયા સવિ ચોર,"
ગ્રામે પૂજ્યો. જે નિત્ય કરેરે, શંખનાદ નિશિ જોરરે પી૦ ૬
એક દિન ચોર તે આવીયારે, તેહજ ક્ષેત્રને પાસ,
ગોધન લઈ અન્ય ગ્રામથીરે, સૂણે શંખ સત્રાસરે, પી૦ ૭
ધૈર્ય ધરી તે ઈમ કહે રે, "પ્રથમ સુણ્યો ઈહાં જેહ,
શંખનો ધ્વનિ સુણીએ કિશ્યોરે, તે ડર? મીંડક તેહરે. પી૦ ૮
જીવ થકી ખેત્ર રાખવારે, કોઈ વજાવે છે શંખ,
ધિક્ આપણ વંચીઆ પુરારે, વાહારની જુઠી ઝંખરે" પી૦ ૯
ઘસતા હાથ તે બહુપરે, સજીભ વાટિ કરંત,
ગોસ્તનને જેમ વાછડારે પીડતા હોઠને દંતરે, પી૦ ૧૦
વિકટ તે લકૂટ ઉપાડતારે, ગજ જિમ શુંડા દંડ,
ખેત્ર માંહે જિમ વૃષભ ગયારે, પાડતા ધાન પ્રચંડરે, પી૦ ૧૧
શંખ શબ્દ અનુસારથીરે, ચોર જઈ તોડી મંચ,
**શંખધમક** પાડી ભૂંઈરે, કરે તસ સવિ વિષમ પ્રપંચરે પી૦ ૧૨
તાર્યો મુધા પરે લાકડેરે, અંગુલી દિએ મુખ પંચ,
દીઠો તદા તે તેહવોરે, કરતો ભોજન સંચરે. પી૦ ૧૩
કરભીડી બાંધ્યો લખ્યોરે, બદ્ધાંજલિ નતિહેત,
ખેત્રપાલ ખેત્રપ લહ્યોરે, મૂકયો નાગો કરી પ્રેતરે. પી૦ ૧૪
ગોપી પ્રભાતે તિહાં મળ્યારે, પૂછે દેખી તે હવાલ,
**શંખધમક** કહે–"સાંભલોરે, અતિશય ફળ એ લાલરે" પી૦ ૧૫
ધમોરે ધમો નહિ અતિ ધમોરે, અતિ ધમ્યું નાવે કામ,
જે અરજીયું પહેલા ધમોરે, અતિ ધમે ન રહીયો ઠામરે પી૦ ૧૬
મધ્ય વૃત્તિ તેણે ચાલીયે, કાંઈ ન કીજે અત્યંત,
**સુજસ** વિલાસ જો અભિલષોરે, તો માનો વચન ગુણવંતરે" પી૦ ૧૭

દુહા

જંબૂ અંબુ શીતલ વચન, વદે ન જૂઠું થાપી,
"**કનકસેના!** બંધન તણો, ન હું અજાણ કદાપી. ૧

બંધ મોક્ષ ગતિ નવી લહે, કરે ક્રિયા અજ્ઞાન,
શ્રમ કરતો પણ નવિ ત્યજે, તેહ પ્રથમ ગુણઠાન. ૨

બંધન જાણ્યા વિનુ ક્રિયા, ઘરમાંહીજ રજક્ષેપ,
જ્ઞાનક્રિયા સમ પરિણુતે, મુગતિભાવ નિર્લેપ. ૩

પ્રકૃતિ દિદક્ષા વાસના, અંતર મલ ભવ બીજ,
કર્મ અવિદ્યા સકલ એ, બંધન ઉક્તિ ભણી જ, ૪

પરિણામી જીવ યોગ્યતા, ચિત્ર બંધન જો સાચ,
તો સઘળી ક્રિયા સફલ, નહિંતો મોરનો નાચ. ૫

જ્ઞાન વિના વ્યવહારકો, કહો બનાવત સાચ,
રતન કહે કોઉ કાચકુ, અંત કાચ સો કાચ. ૬

બંધ મોક્ષ જાને નહી, આઠ ન જાને દોષ,
ક્રીરિયા માની તે કરે, આર્ત ધ્યાનકો પોષ. ૭

અંતરવાત એ જ્ઞાનની, બાહિર પણ સુણી સુદ્ધ,
વાનરપરે દુઃખ પામીએ, અલહત બંધન શુદ્ધ. ૮

## ઢાળ ૨૪ મી

[ સુણજો સીમંધર સ્વામિ—એ દેશી ]

ગિરિ વિંધ્યે હુઓ કપિ એક, બહુ યૂથ ધણી બલ છેક,
માનું વિંધ્યાચલનો કુમાર, કરે યૂથ શું ગહન વિહાર. ૧

વાનરીશું રમે તે એક, ન સહે બીજાની ટેક,
એમ નવરસ રંગે મૂઠો, વિલસત હુઓ અનુક્રમે બૂઢો. ૨

એકદિન એક વાનર આવે, વાનરી રમવા મન ભાવે,
ન ગણે તે મન્મથ માતો, બૂઢાને તરુણ અતિ તાતો. ૩

કોઈકનું વદન તે ચૂંબે, કોઈક સ્યું રતરસ લુંબે,
વિકિરે કેતકી રજ તાશું, ગુંજાહાર ધરી કરે હાંસુ. ૪

બિલપત્ર બીડી કરી આપે, હીંચોળે કાંઇક થાપે,
વાનરી શું રમત નિઃશંક, યૂથપતિ તેણે ગણીયો રંક. ૫

ઉચ્ચ શૃંગ થકી તિહાં આવે, યૂથપતિ તે સામો ધાવે,
હણે તેહને પાહાણને ગોળે, ક્રોધે નિજ પુછ વિલોલે. ૬
કપિ સિંહ તે પાહણે માર્યો, ધુર ધુરત ધાયો મદ ધાર્યો.
કુહૃદય પણ સહૃદય રીતે, દોય મળીયા ન ટળીયા ભીતે. ૭
(દાંત) રદશે ત્રટ ત્રટ કરતાં, ચટ ચટ નખ અગ્ર પ્રહરતાં,
અંગે વહે રૂધિર વિલોલ, પહેર્યો માનું રાતો ચોળ. ૮
ક્ષણ બંધે ને ક્ષણ મુક્તિ, ઝુઝયા તે નવ નવ યુક્તિ,
વેગે વેગે ઓઝરે વૃદ્ધિ, મંદ મંદ હુકે નખવિદ્ધ. ૯
યુવ કપિ લેઈ પથર દોડે, કપિ વૃદ્ધનું મસ્તક ફોડે,
ગયો નાસી દેખે એક ઠામે, શીલાજિત તે તરસ્યો ધામે. ૧૦
જલ બુદ્ધે તિહાં મુખ થાપ્યુ, રહીયુ વળગ્યુ જાણે કોરી આપ્યું.
શીલાજિતથી મુખ ઉધરવા, બાહુ ઘાલે તે જડ મરવા. ૧૧
તે વળગ્યા ઇમ દોય ચરણ, વાનર પામ્યો મરણ,
પદ કર અબદ્ધ શ્રમ કરતો, તિહાંથી મુખ ઉધરતો. ૧૨
એમ રસના રસમાંહી લગ્ન, નારી શૈલજ (સીલાજીત) સુમગ્ન,
પાંચે ઇંદ્રિય વિણસે દેહ, જે નવિ હુએ ધરમ સનેહ. ૧૩
હું કિમ વિણસું બ્રહ્મચારી, બંધન ગતિ મેં નિરધારી,
મેં બ્રહ્મ સૂધા છે ચાખી, હું જાણુ સુજસ ગુણ રાખી.” ૧૪

### દુહા

હવે નિજ કરજોડી કહે, નભ સેના શુચિ બોલ,
“રહો પાચ્ચે સંતોષ કરી, મન ધરી અચલ અડોલ, ૧
પરિણતવયે વ્રત આદરો, હમણાં ગૃહી વ્રત લાગ,
કીમ અણ પહેર્યો પહેરણે, સોહે અભિનવ પાગ. ૨
ચક્રવર્તિ ભોજન તણી, ઇચ્છા કર્યે શું હોય,
ઘર સંપત્તિ સરખે સુખે, વર્તે દુઃખી ન સોય. ૩

જિમ થવીરા અતિ લોભથી, આપહી આપ વિણટ્ઠ,
તિમ અતિ ઇચ્છા મત કરો, સુણો સંબંધ તે ઇટ્ઠ. ૪

## ઢાળ ૨૫ મી

[ બેડલે ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છો ?—એ દેશી. ]

એક ગામે સખીઓ હુઈ થવીરા, બુદ્ધિ સિદ્ધિ દોય નામે,
અતિ દુઃખણી તિહાં બુદ્ધિ આરાધે, યક્ષ તે ભોળક નામે
માનો વચન અમારો રાજ, અધિકો લોભ ન કીજે. ૧
અમથી મુક્તિવધૂ શી અધિકી, સિદ્ધ અનંતે રમી જે? માનો ૨
ગામ બાહિર છે સાધિષ્ઠાયક, નિત્ય દેઉલ તસ પૂજે,
પૂજીને નૈવેદ્ય ઢોયે વળી, વિનય વિશેષ પ્રયુંજે. મા૦ ૩
તૂઠો યક્ષ કહે–"શું માગે, ?" સા કહે–"જિણે સુખ જિવું,"
યક્ષ કહે–"દિનાર તું પામીશ, પાય તળે મેં છે દેવું." મા૦ ૪
હેમ દિનાર તે દીનદીન લહતી, બુદ્ધિ ઋદ્ધિ ગુણ પોસી,
જનપદ લોક સગા સઘલાથી, આપ અધિક હુઈ ડોસી. મા૦ ૫
સુહણે પણ જેણીએ નવિ દીઠા, વેષ વિભૂષણ સાર,
હુઈ પહેરતી તે નવ નવલા, રાણી જેમ ઉદાર. મા૦ ૬
પહેલા જેહની કદીયે ન પૂગી, આછણની[1] પણ આશા,
હુઈ હજાર ધેનૂ ઘર તેહને, દેખે લોક તમાસા. મા૦ ૭
તૃણ કુટિર જીરણ જે રહેતી, જન્મ થકી પણ દુહલે,
તે પોઢતી હુઇ સુખ સર્જ્યાં, સાત ભૂમિયે સુહલે. મા૦ ૮
જે જીવતી હુંતી પરઘરમાં, છાણ પૂંજો બહુ કરતી,
હુઈ સેવતી તેહને દાસી, કર સિત ચામર ધરતી. મા૦ ૯
હુઇ આસ ચિંતાએ જે દુઃખણી, માંગ્યા શતુકાર,
તેણીયે પોષ્યા યાચક સઘળા, વિરચી દીનોદ્ધાર. મા૦ ૧૦
અશન ઉત્તર[2] જેણીયે નવિ ચાખ્યો, પૂગીનો પણ કટકો
વાસે તસ મુખે મૃગમદ વાસિત, લાલ તંબોળે લટકો. મા૦ ૧૧

---

૧ બકરી. ૨ જન્મ્યા પછી.

કાંસા ભાજન સાંસા જિમતી, ભાજન માટી વાળે,
શાક પાક રસવતી હુઈ રસતી, સા નવયૌવન થાળે. મા૦ ૧૨
સિદ્ધિ બુદ્ધિની દેખી તે રીધી, ચિંતે મત્સર ધરતી,
"એ સંપદ કિહાંથી એ પામી? પૂછું ચાટુ ઉચ્ચરતી." મા૦ ૧૩
એમ ચિંતી સા ગઈ બુદ્ધિ પાસે, તેણીએ આદર દીધો.
પૂછે-"ઋદ્ધિ કિહાંથી એ ભગિની?' મંતરાજ કોઈ સીધો? ૧૪
રાજ્ય પ્રસાદ? કે દેવતા તુઠો? કે નિધાન તેં લાધું?
તુજ ધનથી માહારા ગયા દુખડા, મહોબત [1]તો શું બાધું."
તાસ ભાવ અણુ લહેતી ભાંખે, બુદ્ધિ-"મેં યક્ષ આરાધ્યો."
ચિંતે સિદ્ધિ-"ઉપાય એ લાધ્યો, હુશે વિશેષે વાધ્યો." મા૦ ૧૬
સિદ્ધી તે બુદ્ધિ દેખાડી રીતે, ભોળક યક્ષ આરાધે,
દેઉલના સોપાન તે ધોળી, [2]સ્તવના બહુ વિધ સાધે, મા૦ ૧૭
યક્ષ આંગણે સાથીયડા પુરે, ભગતિ કરે બહુ ભાંતિ,
પાણી આણી યક્ષ નવરાવે, આલીસન કરે જાતિ. મા૦ ૧૮
બીલ્વપત્ર તુલસી કરવીરે, કુહડા[3] દીક બહુ ફુલે,
પૂજે યક્ષ તે ત્રિહું સંધ્યાયે, નીજ આનીત અમૂલે. મા૦ ૧૯
એક ભક્ત ઉપવાસાદિકપર રહે, નિત્ય સા યક્ષ ઠામે,
તુઠો યક્ષ પ્રતિતે માગે, "બમણું, જે બુદ્ધી પામે". મા૦ ૨૦
"ભલુ" કહી ભોલક યક્ષ પહોતા. સીદ્ધી બુદ્ધીથી વાધી,
બુદ્ધી પણ બમણો આરાધ્યો, સ્પર્ધા ઈમ દઢ બાંધી. મા૦ ૨૧
સિદ્ધી ચિંતે-"જે જે હું માગું, બિમણું બુદ્ધિ તે માગે,
એહને વિરઉ હોય તે માગું, યુગ લગે પાડું ઠાગે." મા૦ ૨૨
ઈમ ચીંતી યક્ષ પાસે માગે, "કર તું દગ એક કાણી,"
તે તિમ થઇ, બિમણું બુદ્ધિ માગે, દગ હોય તાસ ગમાણી. મા૦ ૨૩
મનુજ ભોગ પામી અતિ ઇચ્છા ધરસ્યો તો ઈમ થાશે,
સંતોષે રહેશો તો સ્વામિ! સુજશ વિલાસ ગવાશે." મા૦ ૨૪

૧ તારી સાથે. ૨ પાઠાંતર રચના. ૩ કમળના રોડા.

## દુહા

કંબુકંઠ જંબૂ વદે, "એ સવિ ૧આલમ ઝંખ,
ભવ સુખથી હું ઉભગ્યો, એક મુક્તિની ધંખ. ૧
મોટા મોટા હુંશે હુએ, લગે ન અણુ અનુકૂળ,
અંસભીતી ગજ કેમ ઘસે, અલ્પ બંધ તરૂ મૂળ. ૨
હંસ ન ખેલે ખાલ જળ, ગંગા ઝીલણ હાર,
જેણે ચાખ્યું પીયૂષ તે, ઇચ્છે જલ કેમ ખાર. ૩
પુગે ફલ સહકારની, આંબલીયે કેમ હોંશ,
કુંઅરે વલી વરકુરની, હાકું ભરીયુ હુંસ. ૪
કોઠીયે કેમ કોડીની, મણીની પાહાણે કેમ,
ઇચ્છા પૂગે ભવ સુખે, સિવની મુજ નવિ તેમ. ૫
સોનાનું જિમ જાડપણું, વધનુ મંડન જેમ,
ભવોન્માદ વિષય વિષમ, ભાસે મુજ મન તેમ. ૬
મીઠું લાગે તેલ તસ, ઘૃત નવિ દીઠું જેણ,
ભવ સુખ તેગ રાચે મ કો, શિવ સુખ સભરે તેણ. ૭
દુઃખથી વિરમે જન સકલ, સુખથી વિરમે બુધ,
સુખ દુઃખ સરખા લેખવે, ભવના તે મુનિ શુદ્ધ. ૮
ઇતિ સુર પતિ સુર નર મહીત, ઉત તિર્યંચ અજાણ,
પુણ્ય પાપ ફલ તિહાં નહિ, નિશ્ચય ભેદ નિદાન. ૯
હય જેમ દેવાણુપ્પિયે જાતિવત ગુણવાસ,
ઉત્પથ ગામી તેમ ન હું, સુણ તસ કથા વિલાસ. ૧૦

## ઢાળ ૨૬ મી

[ મારી અહીં સોહામણી—એ દેશી. ]

જિતશત્રુ નામ વસંતપુર રાજા, હુઓ જગ જસ ગુણતાજારે
સુણો સજ્જન વાણી,
શેઠ તાસ જિનદાસ સોભાગી, ધર્મે જસ મતિ લાગીરે. સુ૦ ૧

---

૧ ખોટું.

સજ્જન વાણી તે અમિય સમાણી,
પીઓ ગટ ગટ ભવિ પ્રાણીરે. સુ૦ ૨

એકદિન અશ્વપાલ અશ્વ લાવે, નૃપને સકલ દિખાવેરે,
નૃપ કહે "એહમાં જે ગુણધારી, તે કહો ચિત્ત વિચારીરે." સુ૦ ૩

કહે–"વૃત્તખુર સંધીસુબદ્ધો, જંઘભરંતર શુદ્ધોરે,
જાનુ જંઘ સુખકૃચ્છ્ર કોટિ ઉંચો, કેસર લંબ પ્રપંચોરે. સુ૦ ૪

સ્નિગ્ધ રોમ નિસાસ સુગંધી, પંચ ભદ્ર પૃથુ ખંધિરે,
દશ આવર્ત્ત શુભે સોહંતો, લઘુ શ્રુતિ મનમોહંતોરે. સુ૦ ૫

એહ કિશોર સ્વામિની પોષે લક્ષ્મી, રહિત છે દોષેરે,"
ગુણ જાણી નૃપપણુ તે અર્ચે, કેસરનીરે ચર્ચેરે. સુ૦ ૬

પુષ્પે વસ્ત્રે તે પૂજાવે, લવણ ઉતાર કરાવેરે,
"અશ્વરત્ન રાખો" નૃપ જંપે, શેઠ રત્નને સુંપેરે. સુ૦ ૭

કર્યો આદેશ પ્રમાણ તે શેઠે, તે નવિ કોઇથી હેઠે રે,
નિજઘર આણ્યો ગુણનિધિ વાજી, દીધી વસતી સુખ તાજીરે સુ૦ ૮

કોમલ વેણુ તિહાં પથરાવે, આણી હરિયા જવસ ચરાવેરે,
ધરી સુખ રજ્જુ અકંટક દેશે, ખેલાવે સુનિવેશેરે સુ૦ ૯

આપ ન્હાયે તવ હય ન્હવરાવે, પાણી સુગંધ અણાવેરે,
આપ આરોહીને સરવર જાવે, પ્રતિદિન પાણી પીઆવેરે સુ૦ ૧૦

સરવરને ગૃહ અંતર શિવમંદિર, એક છે જિનવર મંદિરરે,
હય આરૂઢ ત્રણ પ્રદક્ષિણા, કરે તિહાં શેઠ વિચક્ષણરે. સુ૦ ૧૧

તે હયને તેણીપેરે અભ્યાસે, શીખવે શેઠ વિલાસેરે,
વિણ સર-ઘર-જિનમંદિર ઠાયે, જિમ અન્યત્ર ન જાયેરે. સુ૦ ૧૨

જિમ કિશોર વાધે તેમ લચ્છી, નૃપ ઘરે વાધે અચ્છીરે,
તસ પ્રભાવે સઘળા રાય રાણા, માને નૃપની આણારે. સુ૦ ૧૩

સેવા ઉભગ્યા નૃપ તે ચિંતે, "અમે જીત્યા હય તંતેરે,
હરવો કે હણવો એ મંત્રી," કહે એક સામંત મંત્રીરે. સુ૦ ૧૪

"હું ઉપાય કરૂં, શો છે દોહિલો ?" સામંત કહે-"જા વહેલોરે."
જિન-મુનિ વંદે વસંતપુર આઈ, હુઓ તે શ્રાવક માયીરે. સુ૦ ૧૫

દહેરાસર જિનદાસનું વંદે, શ્રાવકવંદી આણંદેરે,
સામીભગતી શેઠ તે પૂછે,–"કિહાંથી આવ્યા ? શું છેરે ?" સુ૦ ૧૬

તે કહે–"હું છું ભવ વૈરાગી, ગૃહ સુખ છોડું ત્યાગીરે,
તીર્થયાત્રા કરી મન ઉલ્લાસે વ્રત લિઉં સદ્‌ગુરુ પાસેરે," સુ૦ ૧૭

કહે જિનદાસ "થયું એ વારૂ, સામી મિલિયા તારૂરે,"
ધર્મ ગોઠી સુખ આપણ લેશું, સરખે શીલે રહેશું રે," સુ૦ ૧૮

"વારૂ" કહે તે. તિણે ન્હવરાવ્યો, શેઠ બંધુપરે ભાવ્યોરે.
કસ્તુરી પંકે કચ અર્ચે, અંગે ચંદન ચર્ચેરે. સુ૦ ૧૯

ધર્મબુદ્ધી કસ્તુરી વાસે, વસ્ત્ર પહેરાવીઆ પાસેરે,
હંસરોમાસન તે બેસાવે, રસવતી વિવિધ જિમાવેરે સુ૦ ૨૦

ભોજન કરી તે શ્રાવક દંભી, ધર્મકથા આરંભીરે,
મન જિનદાસતણો રીઝાવે, "કપટ પાર કુણ પાવેરે?" સુ૦ ૨૧

એહવે એક સગો તિહાં આવે, કહે શુભમહપ્રસ્તાવેરે
"રહો રાત્ર મુજ ઘર તુમે રહેવું, કાલ ન પાછું કહેવુંરે." સુ૦ ૨૨

"હા" કહી તેણે સ્વજન શ્રાદ્ધ વિસર્જ્યો, કપટ શ્રાવક આવર્જ્યોરે
"કાલ તુમે હુજો ઘર રખવાલા, નહિ છો અંતરવાલારે." સુ૦ ૨૩

તેણે તેમ માન્યે, ગયો જિનદાસો, જિહાં થાય છે ઓચ્છવ ખાસોરે
લેઇ અશ્વ રજનીયે નાઠો, શ્રાવક કપટે કાઠોરે. સુ૦ ૨૪

સર જાઈ, ચૈત્ય પ્રદક્ષિણા દેઈ, હય નવિ મારા ગણેરે,
સરથી ફરતો ચૈત્યે આવે, તિહાંથી ઘર ભણી ધાવે રે, સુ૦ ૨૫

એમ કરતાં સવિ રાત્રી વિહાણી, નાઠો દુષ્ટ અન્નાણીરે,
પ્રાતઃ આવત જિનદાસ સુણેઈ, હય નિશિ કષ્ટ સહેઈરે. સુ૦ ૨૬

હય દીઠોને ધર્મે ધરસ્યો, હર્ષ વિષાદે તે ફરસ્યોરે,
આલીંગે હય હિત ઉલ્લેખે, રાખે તવથી વિશેષે રે સુ૦ ૨૭

પ્રેર્યો જે ઉન્માર્ગ ન જાયે, તે અતિ વાલ્હો થાયેરે
સેવનિક હુઓ શેઠને વાજી, **સુજસ** સુમાર્ગ સમાજીરે," સુ૦ ૨૮

### દૂહા

જંબૂ કહે–"તે અશ્વપરે, હું નવિ ઉત્પથ ચાર,
દીઠો માર્ગ ન છાંડશું, જે શિવસુખ દાતાર. ૧
દીઠાથી નિર્વેદ જે, તે અશ્રુત મતિ દીઠ,
યોગદૃષ્ટિ જે દેખિયે, તે અનુભવ રસમિઠ. ૨
સજ્જન શીખે દીઠ જે; લહી **અવંચક યોગ**
તેહજ દીઠ પ્રમાણ છે, અવર વિપર્યય ભોગ. ૩
મેં તો સદ્ગુરુથી લહ્યો, અંજન આતમ નાણ,
દીઠો મારગ, કિમ કરૂં, અણ દીઠડે પ્રયાણ ?" ૪

### ઢાળ ૨૭ મી

[ છોટી છોટી તુતીયારે લાલા, છું સરખા ગાતરે,
કોઇ અમર ભમર લટકાળો ભોગી,
ભમરહંદો હિંડાડો આછો લાગે—એ દેશી ]

**કનકશ્રી** વાણી વદેરે "લાલા, ! મુજમન તુજ ગુણલીનરે,
કાંઈ સયણા ! નયણ લટકાળા, ભોગી ભમરા ! તેરી સુવાની નીકી લાગે
નીકી લાગેરે કેસરીઆ રસ જાગે, રસ જાગેરે મોહનીયા ! દુઃખ ભાગે,
ભોગી ભમરા ! મનધરો તુમે ઓરશુંરે; અમે છું ચરણ અધીનરે,
કાંઈ સયણા ! નયણ૦ ૧
ભોગ લહ્યા ભલા ભોગવોરે લાલા, યૌવન લહેરે જાયરે કાંઇ,
ચૂકે નર અવસર બનેરે લાલા, કુણને અણેખ[1] ન થાયરે કાંઈ, સ૦ ૨
આદર્યું તે નવિ છાંડશોરે લાલા, કરશો જાણ્યું આપરે કાંઈ,
**ગ્રામકૂટ** સુતનીપરે રે લાલા, તો પડશો સતાપરે કાંઇ, સ૦ ૩
**ગ્રામકૂટ** સુત એક હુઓરે લાલા, તાત રહિત દુખવંતરે કાંઈ,
રૂદંતી માતા તસ કહેરે લાલા, "તું શું રહે નિચિંતરે કાંઈ. સ૦ ૪

---

૧ હરકત

વ્યવસાયે તારો પિતારે લાલા, કરતો ઘરની સારરે કાઈ,
મુજ દારિદ્રે ઉદર ભરેગે લાલા, તુજ તો નહિ વ્યાપારરે કાઇ" ૫
તે કહે "અતિ ઉદ્યમ કરરે લાલા, ત ત પગે હવે માત ! રે કાઈ,
શુ અસાધ્ય છે પુરૂષને લાલા, જે ઉદ્યમ અવદાતરે" કાઈ સ૦ ૬
ગ્રામ સભામા એકદારે લાલા, બેઠો તે દેખતગે કાઇ,
ભામ[1] ખર નાસી ગયોરે લાલા, ત્રોડી બધન તતરે કાઈ સ૦ ૭
ભામહ નવિ ઝાલી શકેરે લાલા, કહે કોઈ આવો લોકરે કાઇ,
ગ્રામકૂટ સુત તિહા ગયોરે લાલા, જાણ્યુ પામીશ રોકરે કાઇ સ ૮
ફળ જેમ બીંટે ઝાલીયેરે લાલા, તેમ તેણે ઝાલ્યો પુછરે કાઈ,
જન વાર્યોરે પણ નવિ રહેરે લાલા, ખરની લાતે પડયો પુઠેરે કાઈ ૯
તિમ જો પિઉ હઠ ન તજેરે લાલા, ફળ લેશો તે રીતીરે કાઈ,
સજ્જન બોલ જો માનશોરે લાલા, લહેશો સુજસ પ્રતીતરે કાઈ"૧૦

દૂહા

હસિત પ્રભા ધવલિત દિશા ભાગ કહે તવ જંબૂ
"હુ નિજ કારજ મજ્જ છુ, રાખી જાણુ અબૂ ૧
ચૌદ જાણે તેહને ચારનુ, કહેવુ ભોળી કુણ ?
જેહને નિજ મન સાખિઓ, શ્યા જોવા તસ ગુણ ૨
હુ નિજ કારજ સજ્જ છુ, વછુ છુ એક મોકખ,
સોટલાક પરે નિજ કાર્યને, ઘેલો પામે દુ ખ ૩

ઢાળ ૨૮ મી

[ સ્વામી સીમધર વિનતિ—એ દેશી ]

ભુક્તિપાલને પ્રિય એકને, ઘોડી છે પુત્રિકા પ્રાયરે,
તે હિએ સોટલક પુરૂષને, સાર સભાલ જેમ થાયરે ૧
સાભળો વચન જબૂ કહે, મન દહે અશુભ ગતિ કર્મગે,
નર સહે વચના ફલ મવે, નવિ લહે જેહ શ્રુતી મર્મરે સા૦ ૨

[1] કુભાર

મીઠડું મીઠડું ભોજ્ય જે, ઘોડીને થોડું તે દેયરે,
આપ સવિ ખાય બીજું તેણે, કરમ અભિયોગ અરજેઇરે. સાં૦ ૩
વંચના કર્મથી તે મરી, ફરીય તિર્યંચ ગતિ યંત્રરે,
**ક્ષિતિ પ્રતિષ્ઠે** હુઓ બંભણો, **સોમશ્રી સોમદત્ત** પુત્રરે. ૪
અરવતી[1] પણ બહુ ભવ ભમી, તેહજ નગરે હુઈ વેશરે,
પુત્રિકા **કામ પતાતિકા**, વેશની સુભગ નિવેશરે. સાં૦ ૫
માતપિતાએ બહુ લાલીઓ, બટુક હુઓ યૌવનવંતરે,
પુત્રિકા પણ તે ગણિકા તણી, યૌવને સુભગ અત્યંતરે. સાં૦ ૬
યૌવનરૂપનું તેહને, ભૂષ્ય ભૂષણ ઘણું તુલ્યરે,
સ્મિત સુભગતાએ વિધુ છબિ હસી, અનુપમ વદન અમૂલ્યરે. ૭
ઉર્વશી જાસરૂપે હસી, મનવસી રતિ તિસી નૈવરે,
લચ્છી પણ લાજતી રડવડી, પડવડી તે ઘડી દૈવરે. સાં૦ ૮
મદન ગુણ ચોરડી ગોરડી, ઓરડી તરૂણ મન તે હરે,
કામી પગ બંધન દોરડી, લવણિમાલિંગિત દેહરે, સાં૦ ૯
ગ્રામના તરૂણજન તેહના, હુઆ તે આસક્ત ધનવંતરે,
માલતી જેમ ભમર નવિ તજે, તેહનું પાસ સેવંતરે. સા૦ ૧૦
તેહ પણ દ્વિજ તનય તેહનું, નવિ તજે રાગવશ દ્વારરે,
શુનક પરે તે રહે તિહાં સદા, સર્વ હર કામ નિરધારરે. સાં૦ ૧૧
નૃપ સચિવ ઇભ્યસુત પ્રમુખ શું, ખેલતી નવિ ગણે તેહરે,
તોયે પણ તે રહ્યો જીવતો, નિરખતો તાસ દ્યુતિ દેહરે, સાં૦ ૧૨
તેહ નિર્ધન ભણી નવિ દિએ, નિજ ગણિકા સુતા સારરે,
તોયે કરે ચાકરી આકરી, ચિત્ત પીડે સબળ મારરે. ૧૩
તાસ જલ ભરણ કણ પેષણું, કીધ સારથી કૃષિ કર્મરે,
ભૂખ તૃષ શીત આતપ ખમ્યા, તાડના તર્જના મર્મરે. ૧૪
તિમ તુમે છો વછેરી ખરી, કિમ કરી કોઈ ધરી ચિત્તરે,
કર્મ અભિયોગ હું કિમ કરૂં, સુજસ સુખ વંછતો નિત્યરે ? ”. ૧૫

[1] ઘોડી.

## દુહા

કમળવતી વળતું વદે—"સુણુ કમલાનન નાહ,
તું મા સાહસ પંખી પરે, સાહસ મકર ઉત્સાહ. ૧
મોટે સાથે ચાલિયો, દેશાંતર નર એક,
એક અટવી વચ્ચે ઉતર્યો, સાથ આવાસ વિવેક ૨
તૃણુ કાષ્ઠાદિક આણુવા, નર એકલો તે જાય,
સુતો દીઠો વાઘ તેણે, વન ગહ્વર ગહરાય. ૩
એક પંખી તસ દંત, લેઈ મંસના ખંડ,
"મા સાહસ" ઇમ બોલતો, તરુવર ચઢે ઉદ્દંડ, ૪
બોલી "મા સાહસ" મુખે, ખાયે વાઘ મુખ મંસ,
"કહણી–કરણી એ કિશી ?" બોલ્યો નર અવતંસ. ૫
તેમ તુમે ભવ સુખ છાંડતા, ઇચ્છા ધરત અદીઠ,
તપ રસિયા તેહવા સહી, સુજસ બોલ સુણો મીઠ." ૬

## ઢાળ ૨૯ મી

[ સુરત મંડન પાસ જિણુંદા—એ દેશી ]

જંબૂ "કહે તુમ વયણુ ન મુંચું, ભાવ શત્રુ સામો થઈ રુચું,
સાંભળો મોરી મીઠડી વાણી, લાગશે રસ અમિય સમાણી,
ત્રણુ મિત્રની જાણી મેં વાત, ન કરૂં કહીએ સ્વારથ ઘાત,
સાંભળો૦ ૧

ક્ષિતિપ્રતિષ્ઠ નગરે હુઓ રાય, જિતશત્રુ જગે જસ ગુણુ ગવાય,
તાસ પુરોહિત સવિ અધિકારી, સોમદત્ત નામે સુવિચારી. સાં૦ ૨
નિત્ય મિત્ર તેહનો હુઓ એક, ખાનપાનાદિક મિલીત વિવેક,
પર્વ મિત્ર બીજો તે કહી જે, ઉત્સવ આવ્યે જે માની જે. સાં૦ ૩
ત્રીજો પ્રણામ મિત્ર હુઓ તાસ, દર્શન આલાપે જ વિશ્વાસ,
એકદિન રૂઠો તેહને ભૂપ, લઈ અપરાધ હુઓ યમરૂપ. સાં૦ ૪

નૃપ આશય જાણી તે જાયે, રાતે નિત્યમિત્ર ઘર ઠાયે,
કહે દીન હુઈ–"રાજા રૂઠો, તુજ ઘરથી કિહાં જાઉ અપૂઠો. સાં૦ ૫
છાનો મુજ ઘર રાખ વિચારે, "મિત્ર પરીક્ષા આપત કાલે,"
અવસર પામે જે કામ ન આવે, મિત્રાઈ કુણ મૂલ વિકાયે ?" ૬

નિત્યમિત્ર કહે–"મૈત્રી નાઠી, રાજ્ય ભયે તે ન રહી કાઠી,
એક કાજે કુણ કુટુંબ વિણાસે, બળતી ગાડર નાણું પાસે. સાં૦ ૭
ઈક્ષુ ફળ જિમ વિફળ વખાણ્યો, રાજભયે મૈત્રી તિમ જાણો,
ફળ મૈત્રીનું સ્વારથ સિદ્ધિ, ફોક કરે તે કવણ કુબુદ્ધિ ?" સાં૦ ૮

ઈમ કહી નિત્યમિત્ર અપમાન્યો, પર્વ મિત્ર ઘરે ગયો તે છાનો,
રાજા કોપનો કહિયો ઉદંત, જાણેવા તસ આશય તંત. સાં૦ ૯
પર્વમિત્ર નિરણીયો થાવા, હાએ સેવાભાવ તે ચાવા,
કહે–"તુમે પર્વ અનેક અછેહે, વેચાતો લીધો હું નેહે. સાં૦ ૧૦
જો હું તાહરૂં વ્યસન ન ભાજું, તો અકુલિનપણે જગ લાજું,
પણ તુજ કાજે મુજ દુઃખ સહતાં, ઘર કુટુંબ સવિ જાયે વહતાં. ૧૧

પ્યારો તું, ને કુટુંબ પણ પ્યારૂં, દ્વિધા ચિત્ત હું કેમ નિવારૂં,
ઈહાં વ્યાઘ્ર, ઈહાં મોટી ખાઈ, સંકટ આવિ પડીયું એ ભાઈ ! ૧૨
હું છું સકીટ પલાસની રીતે રૂંધ્યો બાલ કુટુંબની પ્રીતે,
તેહને અનુકંપા પરિણામે, સ્વસ્તિ હુઓ, જાઓ બીજે ઠામે." ૧૩

નિરાકારીઓ એમ તેણે સતકારે, ચિંતે સોમદત્ત ચિત્ત મઝારે,
"કિરણ સહસ અવલંબન થાયે, રવિને અસ્ત દશા જવ આવે. ૧૪
સંકટ આવે રાહુને ગ્રાસે, કલા સકલ વિધુ કેરી નાસે,
વિદ્યાવૃંદ ન તેથી ઉગાર્યો, દુર્દૈવે દસમસ્તક હાર્યો. સાં૦ ૧૫

જે બહુને ઉપગાર મેં કીધો, તેહોનો તો પરિણામ એ સીધો,
એક પદ એક ન સાથે આવ્યો, બીજે ચત્વરતાએ વોળાવ્યો. ૧૬
હવે કહો કુણને પામે જાશું, અતિથિ પ્રણામમિત્રના થાશું,
વચન માત્રના હું તારે વિલાસા, તેહની પણ શી સબળી આશા. ૧૭

અથવા એ શી મુજને ચિંતા, તે પણ મિત્ર લગારેક હુંતા,
કોઇને કોઈથી હોએ ઉપગાર, તેહનો જોઉં કવણ પ્રકાર?" સાં૦ ૧૮

આવ્યો **સોમદત્ત** ઇમ ચિંતી, ઘરે પ્રણામમિત્રને નિભરંતી,
ઉઠયો કૃત અંજલિ તે પૂછે,–"સ્વાગત,કહો કારણ મુજ શું છે?" ૧૯

કહે પુરોહિત રાજ વૃત્તંત, "છાંડું સીમ, સહાય કરે તંત,"
*"ગીઠડા બોલનો હું છું રણીયો, કરૂં સહાય" કહે તે ગુણીઓ.* ૨૦

**"સંતને સપ્તપદી હુએ મૈત્રી"** કરૂં હવે હું તેહ પવિત્રી,
**પૂઠે રફુખો હું છું, મત બ્હીહે, વિરૂઓ ન થાએવા દીઉં કોઈ દીહે"** ૨૧

પૂંઠે બાંધી બાણનો ભાથો, આપ અધિજય કરી ચલ્યો સાથો,
પ્રણામમિત્ર પુરોહિત કેડે, રહે તો સઘળો વિઘન વિહેડે. સાં૦ ૨૨

તે સાથે ગયો ઇચ્છિત ઠામે, **સોમદત્ત** તિહાં બહુ સુખ પામે,
ઈહાં ઉપનય ભાખે ભગવંત,–"**સોમદત્ત** તે જીવજ તંત. સાં૦ ૨૩

**નિત્ય મિત્ર** તે દેહ કહાવે, **નિત્ય પાળ્યો**, પણ સાથે નાવે,
**પર્વમિત્ર** તે બંધવ મિલીયા, શ્મશાન ચત્વર જઇ પાછા વળીયા ૨૪

પ્રણામમિત્રસરખો એક **ધર્મ**, સાથે આવે, ને આપે શર્મ,
દાખિણ પણ કીધો તે મીઠો, **સુજસ** વિલાસ કરંતા દીઠો. સાં૦ ૨૫

### દૂહા

તિણ કારણ પરલોક હિત, ધર્મ ન છંડું જાણ,
નવિ મંડુ રતિ વિષય શું, ધર્મ તે ત્રિભુવન ત્રાણ. ૧

વિશ્વાધાર વસુંધરા, રહે જેહને આધાર,
નિરાલંબને આધાર વિણુ, ધર્મ તે હીત નિરધાર. ૨

તિછો અગ્નિ ન જે બળે, ઉર્ધ્વ વાય ન વાય,
ધાવા પૃથ્વી નવિ પડે, તે સવિ ધર્મ ઉપાય. ૩

જળધિ મહી રેલે નહિ, આસારે જે મેહ,
તે પ્રભાવ સવિ ધર્મનો, જાણો અતુલ અછેહ. ૪

ઉગે સૂરજ ચંદ્રમા, કરે વિશ્વ ઉપગાર,
ઋતુ ગતિ જગ થિતિ જે ચલે, ધર્મ નિયોગ તે સાર. ૫
પડતો રાખે તાતપરે, અખય મિત્ર પરિ મગ્ગ,
પોષે નિજ માતાપરે, ધર્મ તે અચલ અભગ્ગ." ૬

इतिश्री-जम्बू-स्वामि-अधीकारे चतुर्थः सर्गः समाप्तः।

## દુહા

આગે હવે સુણિયે કથા, પૂરણ તે દિએ પ્રેમ,
અર્ધ કથા તો મન દહે, અર્ધ દગ્ધ નય જેમ. ૧
મુગ્ધા પ્રૌઢા પરે હુએ, અથવા સવિ સુવિલાસ,
હૃદયંગમ પતિ સમ મિલે, જો કવિ ઉચિત અભ્યાસ. ૨
તર્ક વિષમ પણ કવિનું વચણુ, સાહિત્યે સુકુમાર,
અરિ ગજ ગંજન પણ દયિત, નારી મૃદુ ઉપચાર. ૩
કરે સુકવિ પદ યોજના, તે વાણી વ્યાપાર,
શોભા તેહને હાથ છે, તે મોટો આધાર. ૪

## ઢાળ ૩૦ મી

[ ધણુરા ઢોલા—એદેશી. ]

હવે જયસિરિ વાણી વદે રે,–"સુણ પિઉ સાચા સિદ્ધ,
ગુણરા ગ્નાતા,
નાગશ્રી પરે શું કહેરે, કૂટકથા અપ્રસિદ્ધ–રંગરા રાતા
આવો આવોરે સુગુણ સંગ કીજે,
નરભવનો તે લાહો લીજે, પ્રેમ પ્યાલા ગટ ગટ પીજે,
દુઃખ દોહગ દૂર ગમીજે, યૌવન સમય છે જોર, ગુણરા ગ્નાતા ૧
પુરરમણીય તણો ધણીરે, હુઓ કથાપ્રિયભૂપ, ગુણરા.
વારે વારે તે કથા સુણેરે, નાગર મુખથી અનૂપ. રંગરા રાતા ૨
તે પુરી એક દરિદ્રી હુઓરે, કણ આજીવી વિપ્ર, ગુ૦
તેહ નિરક્ષર મૂર્ખનો, વારો આવ્યો ક્ષિપ્ર, રં. આ૦ ૩

શી તેહને કહેવી કથારે, જીભ ખલાયે નામ ગુ૦
તે ચિંતે–"મુજ શું હોશેરે? રખે દિએ કારા ઠામ," રં. આ૦ ૪

બેટી પૂછે કુંઆરડીરે, દેખી ચિંતા ગ્લાન, ગુ૦
હેતુ કહ્યો, તવ સા કહે રે, "જાઉ હું તુજ ઠાન," રં. આ૦ ૫

નાહી તે ગઇ નૃપ કનેરે, પહેરી ધોળાં ચીર, ગુ૦
આશિષ દેઈ કહે કથારે "સુણિયે સાહસ ધીર !" રં. આ૦ ૬

તેહની તેહવી અક્ષોભતારે, વિસ્મિત રાજા દેખી, ગુ૦
કાન માંડે સુણવા કથારે, ઓીજી વાત ઉવેખી રં. આ૦ ૭

તે માંડે કહેવી કથારે, "એહજ પુરી છે એક, ગુ૦
**નાગશર્મા** અગ્નિહોત્રીઓરે, ધરે કણ ભિક્ષા ટેક, રં. આ૦ ૮

**સોમશ્રી** તેહની પ્રિયારે, તેહની પુત્રી હું એહ ગુ૦
**નાગશ્રી** નામે ભલીરે, પામી યૌવન સસનેહ, રં. આ૦ ૯

હું એક ચટ દ્વિજ પુત્રનેરે, દીધી માતપિતાય, ગુ૦
મૂકી ગયા ઘર એકલીરે, પામી પ્રયોજન કાંય, રં. આ૦ ૧૦

એહવે તે દ્વિજસુત આવીયોરે, એકાકિણી મુજગેહ, ગુ૦
સામગ્રી અણપહુંચતેરે, સાચવવું તે નેહ, રં. આ૦ ૧૧

સ્નાન અશન વિધિ સાચવીરે, દીધી ખાટ તે એક. ગુ૦
સર્વ સ્વજન ઘર ન હુઓરે, કીધો ઉચિત વિવેક, રં. આ૦ ૧૨

ભૂંયે સોઇ કિમ શકું રે? ફિરે બહુલા જિહાં સાપ, ગુ૦
એક શય્યાએ સૂતી થિર મનારે, તેહને હુઓ સ્મર વ્યાપ, રં.આ૦૧૩

વિષય વિરોધે લાજ્યથીરે, ક્ષોભથી મુઓ દ્વિજ તેહ, ગુ૦
શૂલ રોગે મેં ચિંતવ્યુંરે, "મુજ દોષે મુઓ એહ," રં આ૦ ૧૪

કહું વાત કુણ આગળેરે, કરશે કવણ ઉપાય, ગુ૦
ખંડ કરી ઘાલ્યો ખાડમાંરે, તિમ કરિયો જિમ ન જણાય. આ૦ ૧૫

ધૂપ પુષ્પની વાસનારે, દીધી મહી મહકાય, ગુ૦
માતાપિતા પણ આવીયારે, સૌને ઠામ સુહાય, રં. આ૦ ૧૬

રાજા પૂછે કુમારિકારે ! "કહિયો તે જૂઠ કે સાચ ?" ગુ૦
સા કહે-" જેમ સઘળી કથારે, સાંભળો તિમ એ વાચ," ૧૭
એમ નૃપને વિસ્મય કર્યોરે, **નાગશ્રી**એ કહી વાત, ગુ૦
ભોળવો પિઉ તુમે અમ તથારે, **સુજસ** કહી અવદાત. ર'. આ૦ ૧૮

### દૂહા

જંબૂ કહે "સુણો સવિ પ્રિયા, ન છું વિષય રસ લીન,
જિમ **લલિતાંગ કુમર** હુઓ, ભવ સાયર જલમીન. ૧

## ઢાળ ૩૧ મી

[ ચોપાઈ ]

નગર **વસંતપુર** છે અતિવડું, આખંડલ[૧] પુર હુએ તેવડું,
આણાએ **વજ્રયુધ** જિસ્યો, ભૂપ **શતાયુધ** નય ઉલ્લસ્યો. ૧
**લલિતાદેવી** લલિતાકાર, તેહની હુઈ સુંદર શૃંગાર,
કામધામ લીલા ઉદ્દામ, સકલ કલા કેરો વિશ્રામ. ૨
સહસ નેત્રનું પણ મન હરે, નેત્ર ત્રિભાગ પ્રસાદજ્યું કરે,
કલા ચોસઠ તસ અંગે વસે, ચાર ચંદ સેવે તે મિસે. ૩
મત્તવારણે[૨] ચઢી અન્યદા, નયન વિનોદ કરેવા મુદા,
દેખે હેઠી સંચરતો લોક, દીઠો એક યુવાન અશોક ૪
ધમ્મિલે મસ્તકદ્વિક ધાર, મૃગમદ પંકિલ સુચ્છી ઉદાર,
જાણે મદ ઝરતો હાથીઓ, લીલાએ ધનપતિ સાથીઓ, ૫
વૃષભખંધ ઉર વિકટ વિશાલ, ચરણ પાણી પંકજ સુકુમાલ,
ગ્રીવા કર ચરણે વિન્યસ્ત, કાંચન ભૂષણ અતિહ પ્રશસ્ત. ૬
નવ કપૂર સહિત તંબોલ, અરુણિત મુખ સૌરભરંગરોલ,
ભાલ તિલક માનું મદન પતાક, અંગરાગ છલ લવણિમ પાક. ૭
ધૂપાઈત અંશુક આમોદ, મેદુર મારગ વિહિત વિનોદ,
પ્રથમઅનંગ અદશ્ય નિમડયો, શ્રીસુત માનું બીજો વિધિ ઘડયો. ૮

૧. ઈંદ્ર. ૨. ઝરુખો.

શકર ભાલ હુતાશ નિકાય, સ્મર હોમમયી તેણે એ ભાવ,
થાઈ શીશી નવિ ઉપમા સલવે, તે દેખી લલિતા ચિંતવે ૯
તબ તેહને સ્મર શાસન પાઠ, સાત્વિક ભાવ પ્રગટ હુઆ આઠ,
"જાણે હિઉં આલિંગન ઘણું, નાગી જનમ સફલ તો ગણું ૧૦
મહુઅ સંદેશો, લાખે લેખ, પ્રેમ સભાષણ કોડિ વિશેષ,
નિર્ભર આલિંગન તે અમૂલ, જાણીયે જેહવું સુરતરુફુલ ૧૧
પખિણી હોઉ તો ઉડી મળુ, સ્વયદૂતી હોઇ હેજે હળુ,
સર્જી હુતી જો મુક્તામાલ, લાગી કંઠ રહત સુકુમાલ ૧૨
વેદ જડા વિધિ શું પાતગે, સુભગ કિશું રાખે આતરે,
જોડે શું જોડું કિરતાર, વિસારૂ તો નવિ ઉપકાર ૧૩
કાયા શુભ છાયા તો રહે, રાગશું જોડે જો ગહગહે,
ચદા વિણુ નિશ હુઈ સામળી, નિશવિણુ વિધુ તનુરૂચિ ઝાખળી" ૧૪
ચતુર ચેટિકા જાણે ભાવ, કહે "સ્વામિની! એ છે ઉચિત બનાવ,
એહ તરુણ શું તુજ ચિત્ત રમે, ચંદ કુમુદિની પરે તે ગમે ૧૫
ઘન દેખીને નાચે મોર, વલી આનદે ચદ ચકોર,
ચતુર દેખી ચતુરા ઉલ્લસે, નિજ સ્વભાવથી કહો કુણુ ખસે?" ૧૬
લલિતા કહે "તુજ છે મનજ્ઞાન, તો જીવું જો એ મળે યુવાન,
મન હરી લીધું ચૂની કરી, કરને ખબર એહની તું ખરી ૧૭
કુણુ એ? કુણુનો સુત? કિહા રહે? માહરૂ હૃદય મદન અતિ દહે,
મેળવી એહને, તાપ ગમાવ, પહેલા ખબર સકલ જઇ લાવ" ૧૮
ખબર લેઇ આવી ચેટિકા, વિનયે ધૈર્યની પેટિકા,
"એહજ નગરનો વાસી એહ, નામે છે લલિતાંગ સુદેહ ૧૯
સાર્થવાહ સમુદ્રવિજય નામ, તેહનો સુત ગુણુગણ અભિરામ,
બોતેરે કલા ભણીયો કુલીન, તરુણુ, સુહામે તુજ મન લીન ૨૦
ઇહા લીનુ તુજ મન સોહીએ, હારશ્રેણિ જિમ તરુણી હીએ,
હેમ મુદ્રિકા રતને જડી તસ યોગે સોહે શી પરવડી ૨૧

નારી માંહે તું ગુણવંત, પુરૂષ સોભાગી તે અત્યંત,
બિહું સંયોગ કહે તો કરૂં ?" સા કહે–"વચન કરો નિજ ખરૂં" ૨૨

ઈમ કહી રાણી દિએ કર લેખ, પ્રેમ અંકુર અભોદ વિશેષ,
શ્લોક લખ્યો છે તેહમાં એક, જેહથી જાગે મનમથ ટેક. ૨૩

દાસી તે દિએ લક્ષ્મીતાંગને, કહે સુખ વાચીક બેસી કને,
ચટુ ઉપચાર થયો તે ખુશી, વાંચે લેખ હૃદય ઉલ્લસી. ૨૪

यदा दृष्टोऽसि सुभग! तदाप्यपि वराक्यहम् ।
पश्यामि त्वन्मयं सर्वं, योगेनानुगृहाण माम् ॥१॥

હે સુભગ! મે રાકડીએ જ્યારથી તને જોયા છે, ત્યારથી બધું યે જગત્ હું તારા સ્વરૂપ જ જોઉં છું, માટે મારી સાથે જોડાઇને મારા ઉપર મહેરબાની કર.

વાંચી શ્લોક તે ચેટિ પ્રતે, કહે–"મુજ મન છે તેહને મતે,
પણ કિહાં સા અંતેઉર વાસ, વણિગ માત્ર કિહાં હું વડ આશ. ૨૫

મેરૂ શિખર જે છે સુરલતા, તે ફરસે કુણ ભૂમિ છતા,
ઈમ મેં નૃપ રમણીનો ભોગ, કિમ પામીજે શુભ સંયોગ? ૨૬

હુંશ કરે હૈડા તેહવી, જે પરે હુએ ધૃતિ રતિ નવનવી,
જે દુર્લભ જન દૂર અંદેશ, તેહ તેહનો આપ કિલેશ. ૨૭

ચંદ્ર મંડળે છે સારી સુધા, વસુધાગત વાંછે તે મુધા,
નરને નવિ લાગે પાડુઆ, પણ કિમ જિમે સ્વર્ગ લાડુઆ ?" ૨૮

દાસી કહે–"જે હુએ અસહાય, તેહને દુક્કર વિકટ ઉપાય,
ચિંતા તું મત કરજે કદા, હું સહાય છું તાહરે સદા. ૨૯

તુજને અંતે ઉરમાં આણેશ, કોઇ નહિ જાણે તિમજ ઠવેશ,
કુલમાંહી રહીઓ જિમ સંચરે, તેડયો આવે, ભય મત કરે," ૩૦

જઇ ચેટીએ તે કહીઓ ઉદંત, રાણી પામી હર્ષ અત્યંત,
સા ચીંતે તસ સંગમ સદા, કોમુદી મહ આવ્યો અન્યદા. ૩૧

દુગ્ધ શુદ્ધ સખર ભર નીર, ક્ષેત્ર ફળ્યાને સુરભિ સમીર,
નગર બાહ્ય ભૂમિ તવ જાય, [1]આખેટક લીલાએ રાય. ૩૨

---

૧. મૃગયા. શકાર,

જે સંપૂર્ણ સંયમ અર્થાત્ સર્વવિરતિ–મહાવ્રત ધારી છે, તેમને પુષ્પાદિક લેવાં કે તેનો સ્પર્શ કરવો વગેરે કલ્પી શકતુંજ નથી. ૧

હે ગૌતમ ! હું માનું છું કે–આ બન્નેય અર્થાત્ દ્રવ્યપૂજા અને ભાવપૂજા બત્રીસ ઇંદ્રોએ કરેલી છે, તેથી તેમના અનુષ્ઠેય એટલે કર્ત્તવ્યવિષયક વિનિયોગ–અધિકાર–વિભાગને તું આ પ્રમાણે નથી સમજી શકતો કે– ૧ 'તેસિં' એટલે તેમને,–અર્થાત્ જેઓ પોતાને નામમાત્રથી અનગાર તરીકે ઓળખાવી ગંધ માલ્ય પ્રદીપ-વિલેપન વસ્ત્રાદિ દ્રવ્યપૂજા કરે છે, તેમને,–ભાવસ્તવ ઘટતોજ નથી. અપ્કાય અગ્નિકાય વનસ્પતિકાય આદિ છએ જીવકાયની વિરાધનાનાં પ્રત્યાખ્યાન કરી તત્પ્રધાન દ્રવ્યપૂજા કરતા હોવાથી). ૨ દશાર્ણભદ્રરાજર્ષિના ઉદાહરણથી (દ્રવ્યપૂજા કરતા) ભાવાર્ચના–ભાવપૂજાનું જ પ્રધાનપણું છે ૩. તેમજ–ચક્રવર્ત્તિ ભાનુ શશિદત્તમૃગાદિનાં ચરિત્રોના આ વિભાગને ગૌતમ! તું સમજતો નથી.

હે ગૌતમ! હું તને પૂછું છું કે–ઇંદ્રોએ પોતાની સંપૂર્ણ ઋદ્ધિવડે તીર્થંકર ભગવાનની અનન્ય સમાન–અદ્વિતીય પૂજા–સત્કાર અર્થાત્ દ્રવ્યપૂજા કરી છે, તે પોતાના સંપૂર્ણ પરાક્રમથી–શક્તિથી ત્રિવિધં–ત્રિવિધે સાવદ્ય–પાપ વ્યાપારથી વિરત થયા સિવાય કરી છે કે વિરત થઇને કરી છે? ॥ ૧ ॥ ૨ ॥

ગૌતમ સ્વામી જવાબ આપે કે—

હે ભગવન્! સુરેંદ્રોએ પોતાના પરાક્રમથી સર્વથા અવિરત થઇને જ–અવિરતિ રહીને જ ભક્તિપૂર્વક પૂજા–સત્કાર અર્થાત્ તીર્થંકર દેવોની દ્રવ્યપૂજા–દ્રવ્યાર્ચના કરી છે. ૩.

જો ગૌતમ ! એમ હોય તો તું પોતાની મેળે હમયમાં અર્થાત્ દ્રવ્યપૂજા અને ભાવપૂજા વિષયે દેશવિરતિ અને અવિરતસમ્યગ્દૃષ્ટિના વિનિયોગ–અધિકારને નિઃશંક રીતે સમજી લે. ॥ ૪ ॥